ॐ

# आध्यात्म धार्मिक पद्य ग्रंथ

(સનાતન ધર્માવલંબીઓને મનન કરવા યોગ્ય)

## ભાગ ૨ જો



:: લેખક અને પ્રકાશક ::


## કવિ કાલિદાસ ભગવાનદાસ ભાટીયા.



પાટણ ( ઉ. ગુ. )

સં. ૨૦૦૭ ] *** [ સન ૧૯૫૧

કિંમત રૂા. ૨–૮–૦




મુદ્રક:—નટવરલાલ નાનાલાલ પરીખ.

મુદ્રણાલય:—મહેશ આર્ટ પ્રિન્ટરી.

હિંગળાચાચર રોડ—પાટણ. (ઉ. ગુ.)

સં. ૨૦૦૭ વસંત પંચમી તા. ૧૧-૨-૫૧




### अलखनुं घर.

પદ ૧૭૬ (રાગ-સોવત સોવત સારી રેન ગુમાવી)

અલખનું ઘર કોઇ અમને બતાવો;
સાચા સત્સંગી અહીંયા આવો–અલખનું
ત્રણ ગુણ તો અવિદ્યાના કહાવે;
ચોથા પદમાં વાસ કરાવો–અલખનું
હું તું મારાનું ભાન નહિ જ્યાં;
પાંચમા પદમાં આપ બતાવો–અલખનું
વાદ વિવાદનાં બંધન નહી ત્યાં;
ઉન્મુની દેશમાં આપ જગાવો–અલખનું
કહે કાલિદાસ આશપાસ બધંન નહી ત્યાં;
વર્ણાશ્રમનો ત્યાં નહીં દાવો–અલખનું

### ब्रह्म तत्त्व.

પદ ૧૭૭ (ભજન)

બ્રહ્મ રસકે ભોગી, હો સતો હમ તો બ્રહ્મ રસકે ભોગી–ટેક
અકલ પંથ અજબ રંગ;
જાણત હે કોઇ યોગિ,
મોહ મીટે તબ પાવે ઓ પદ;
બ્રહ્મ ભકિત જીનસેં હોગી—હે
ઝગડા છોડકે આતમ ચીનેં;
અજપા જાપસેં હોત નિરોગી,
કહત કાલિદાસ સુનો ભાઈ સંતો;
એ રીત જાણત કોઇ જોગી—હે

## अमारुं अद्वैत ज्ञान.

पद १७८ (गजल–भारतनां संतान अमे तो)

अद्वैतनुं ज्ञान अमारुं- अद्वैतनुं छे ज्ञान;
यावतचंद्र दिवा करी, लाग्युं ब्रह्मनुं ध्यान–टेक०
सद्गुरु उपदेश शिर अमारा, त्रिगुणनुं तूट्युं भान;
त्रिवेणीमा तार लाग्यो, हुं-मारानो भूंस्यो भान–अद्वैतनुं
ओम् स्मरण ओम् रटण, ओमनुं छे अमारे गान;
ओम् संत ओम् साधु, ओम् एज भगवान–अद्वैतनुं
समजीने स्मरण करतां, उपाधिनी होय हाण;
जळ कमळवत् रहुं जगमां, तूटे नहि स्वरूप संधान–अद्वैतनुं
कहे कालिदास समस्यासंतनी, पद साम्यो हुं निर्वाण;
अहम ममत्वनो लय थता, भास्या पुरुष पुराण–अद्वैतनुं

## ब्रह्म लागी

पद १७९ (राग-देवळ जूनुं थयुं रे.

ब्रह्मनी लागी रे संतो ब्रह्मनी लागी;
अजब खुमारी मने ब्रह्मनी लागी.–टेक०
सुख सागरनी शुं कहुं सीमा रे;
जाणे सिद्ध साधक जोगी रे–अजब
अभक्तनुं काम त्यां नथी रे;
होय शरीरना जे रोगी रे.–अजब
मोह ममताना जेणे संग करीया रे.

જેની વૃત્તિ બની વૈરાગી—અજબ
કહે કાલિદાસ નાવ તાર્યું ડુબેલું રે;
કુછ દે। સૌ ગયા ભાગી રે—અજબ

अंतर आनंद.

પદ ૧૮૦ (રાગ-બિહાગ).

અંતર આનંદ જો ઘટ પાયા રે;
જો ઘટ પાયા રે, જો ઘટ પાયા રે—ટેક૦
મેરી તેરી વહાં પર બિસરત;
જ્ઞાને ગોવિંદ, દર્શાયા રે—અંતર
સ્થુલ સૂક્ષ્મ અરૂ કારણ વહાં નાહિં,
પુરણ પરાને પાર દર્શાયા રે—અંતર
એસી પ્રિત કરે જન કોઈ;
આત્મરામ સમજાયા રે—અંતર
કહતા કાલિદાસ એ સુખકી સીમા;
અનહદ નાદ બજાયા રે—અંતર

अमे ब्रह्म उपासक.

પદ ૧૮૧

અમે બ્રહ્મ ઉપાશી, બ્રહ્મ ઉપાશી;
નિર્ગુણ નામ જપીએ સુખરાશી—ટેક૦
અડસઠ તિરથ ગુણ ગાય તેના;
ગંગા યમુનાને કાશી—અમે

બ્રહ્મ આનંદ. સ્વર્ગાધિપતિ રાચે;
જેની માયા બની દાશી–અમે
કાળ આવી ત્યાં સ્તુતિ કરે;
જેના ચર્ણ સેવે લક્ષ્મી અત્રિ મહેશી–અમે
કહે કાલિદાસ યોગ કળા કુંચી અમારી;
ભગવંત રહ્યા સૌમાં ભાશી-અમે

## हरि ओमूनो अपार महिमा.

પદ ૧૮૨ (રાગ-વણઝારાને)

તુ ભજી લેને હરિ ઓમકારા;
વહે જ્ઞાન કેરી જ્યાં ધારા–ટેક૦
વહે જ્ઞાન કેરી જ્યાં ધારા, નાદ દશ પ્રકટે મારા;
બજે રોમ રોમ રણકારા–તું
ત્યાં વિવિધ વાજાં વાગે, જન્મ મર્ણની ભ્રાન્તિ ભાગે;
મળતાં પ્રાણ પતિ પ્રભુ પ્યારા–તું
બ્રહ્મા વિષ્ણુ મહેષ ત્યાં ઉભા, આદ્ય દેવીની છે શોભા;
ગાય ગુણ ગણેશ વેદ ચારા–તું
નવ નાથ ચોરાશી સિદ્ધ, કરે સ્તુતિ યોગિ સિદ્ધ;
ચંદ્ર સુર્ય વગેરે એક તારા–તું
પ્રકટ કુંડળી નિજ અંતર, દેવ દેવીમાં સ્વતંતર;
જાગતાં પામે પરાની પારા–તું
લિદાસ સદ્ગુરુ માને, રહ્યું ચિત્ત બ્રહ્મ ધ્યાને;
મન અમન ત્યાં પ્રભુ છે મારા–તું

## अनहद ध्वनि महिमा.

પદ ૧૮૩ (રાગ-બિહાગ)

અનહદ ધ્વનિ બજે મેરે ભાઈ;
અબ કયા બતાવું ગાઈ–ટેક૦
મેરે મનકી મેં જાણું;
અવર જાણત સંત કોઈ–અનહદ
ધીમી ધીમી મૃદંગ બાજે;
સ્તુતિ કરત ગંગા યમુના માઈ–અનહદ
અમૃત ઝરે જહાં આપ બિરાજે;
ત્રિકુટિ ધ્યાન જમાઈ–અનહદ
કહત કાલિદાસ સુનો ભાઈ સંતો;
અંતર જ્યોત જગાઈ–અનહદ

## साचि ध्वनि.

પદ ૧૮૪ ( રાગ-દેવળ જુનું રે થયું )

ચાલે રે ધ્વનિ રે ચાલે રે ધ્વનિ;
ઓમ્ રટણની ચાલે રે ધ્વનિ–ટેક૦
તેત્રીસ ક્રોડ દેવનો વાસો છે જેમાં રે;
બ્રહ્મા વિષ્ણું શંકરની એંધાની રે–ઓમ
અડસઠ તિરથનો વાસ છે જેમાં રે;
જાણે કોઈ જ્ઞાની ને ધ્યાની રે–ઓમ
મૂળ કમળથી ચાલી રે સુરતા;
જઈ ત્રિવેણી તટ સમાણી રે–ઓમ

પરાપાર એ શબ્દો સુણીયો રે,
કાલિદાસ કૃપા ગુરૂની ભારી રે—ઓમ્

गुरुगम नौबतो.

પદ ૧૮૫ (રાગ—ઉપરનો)

નોબતો વાગી રે સંતો ગુરૂ ગમની રે,
ગુરૂ ગમની રે સંતો ગુરૂ ગમની રે—ટેક૦
પૂર્ણ કૃપા દીનાનાથની રે,
હૃદય મંદીરમાં વાલો પધાર્યા રે—નોબતો
મૂળ કમળમાથી ચાલી સુરતા રે,
ગગન મંડળમાં રમ રમી રહ્યા રે—નોબતો
કાયા મંદિરમાં કિરતાર દીઠા રે,
દીપક જ્યોતિ દીવા જ્યા થયા રે—નોબતો
કહે કાલિદાસ આશ મટી—ન ગનની રે,
સંતોષ વૃત્તિએ પ્રભુજી મળ્યા રે—નોબતો

साचो आनंदोत्सव.

પદ ૧૮૬ (ભજન)

આજે મારે આનંદની ઘડી રે સંતો,
વાગી નોબતો બડી—ટેક૦
પરાપાર સ્વામી નિરખ્યા રે સંતો,
શોભે શૂન્ય શિખર મડી—આજે
ધ્યાન ધુપ ધારણા ત્યાં નહિ સંતો,
દ્વય કજેરી માયા ત્યા ખરી—આજે

ચાર અવસ્થા ત્યાં નહિં સંતો;
બ્રહ્મ ખુમારી મુજને ચડી-આજે
કહે કાલિદાસ એ અનુભવિ જાણે રે;
જેણે સદગુરૂ બુદ્ધિ જડી-આજે

## જ્ઞાનીના વિચાર.

પદ ૧૮૭

નિર્ભય હોજા હોજા—ટેક૦
કયા કરત હુય અપવાસ અગોચર;
કયા રખત હે રોજા—નિ.
જ્ઞાન જ્યોતિ પ્રકટે ઘટમેં;
ફીકરકા છોડ દે બોજા—નિ
શુરવિર હો સો જાણે ઓ પદ;
કયા જાણત જુત દુજા—નિ.
કહત કાલિદાસ તોડ જંજીર;
આત્મ પદમેં સોજા—નિ.

## જ્ઞાનોદ્ગાર.

પદ ૧૮૮ ( રાગ-કબીરજીનો )

સાચી શાન્તિ વિણા, જીવે અથડાઈ મરે;
હું તે મારૂં ટળે નહિ કેમ ભવસાગર તે તરે—ટેક
દેવ દર્શન નિત્ય જાયે, નિત્ય નદીએ નાયે;

પ્રવૃત્તિ બધી એવાં કર્મોમાં, નથી શાન્તિ ધરે—સાચી
ઘટ ગંગા ઘટ ગોમતી, અડસઠ તિરથ ઘર ખરે;
સદ્દગુરૂ સાને આવે શાન્તિ, ત્રિવિધ તાપ તે હરે—સાચી
દેવ દર્શન તિર્થો થકી, પાપ નષ્ટ નહીં કરે;
ભકિત પ્રકટ ના થાય આઘટમાં, પાપ કોઇ નહિ હરે—સાચી
સાચી ભકિત હશે તિર્થો તણી, આવશે એ નિજ ઘરે;
રે'શે નહી જવાનું ત્યા જરી, હ્રદય વિશ્વાસ ધરે—સાચી
બ્રહ્મ ભકિત રટણ એમનું, મહા અઘને હરે;
શાસ્ત્ર સર્વેનો સાર એ, સમ દ્રષ્ટિ જો ફરે—સાચી
ગુરૂગમે ગોવિંદ સમરે, આરે હ્રદય છે ખરે;
કે' કાલિદાસ સમજ્યો જે સાનમાં, માથાફોડ શાને કરે—સા.

## अनह्द धुन.

### પદ ૧૮૯ (બિહાગ)

અનહદ ધ્વની બજે આઠો જામ—ટેક૦
પૂરણ કૃપા એ સદ્દગુરૂ કેરી;
તનું મંદિરમાં પ્રભુએ કીધો મુકામ—અનહદ
ચંદા સુરજ કરત આરતિ;
સુખમણ બોલે જય જયરામ—અનહદ
પરાપાર સ્વામી મળીયા;
મટે જે ગરીયા કામ—અનહદ
... ઘંટાનાદ બજે જ્યાં;
[illegible] મેરો મોક્ષકો ધામ—અનહદ

## योगिनी एकांत.

પદ ૧૯૦ ( ગીત )

ઓ જંગલના જોગી;

જંગલમાં ઝુંપડી બાંધીયે હો,

અનોપમ કુદરતને આરાધીયે હો—ઓ.

ખળખળ સરીતા જ્યાં વહેતી:

ત્યાં ચિત્તને નિરોધીયે હો—ઓ.

નિર્મળ નિર હરણાં પીવાને આવે;

સાચો આત્મ પ્રેમ સાધીયે હો—ઓ.

વાઘ વરૂ સૌ શાન્ત થઈ બેસે;

કે' કાલિદાસ બ્રહ્મ આરાધીયે હો—ઓ.

## सात्वि मांज.

પદ ૧૯૧ ( ભજન )

અમે તો અલખના દરબારમાં, મોંઝે માણશું રે સંતો;

ત્યાં નથી કાવા દાવા રેજી—ટેક૦

કોટિ શશીને કોટિ ભાણું રે સંતો;

એથી અધિક તેજ એના દ્વારમાં રેજી—અમે તો

પરાપાર સ્વામી માહરા રે સંતોઃ

વૃત્તિ બ્રહ્માકારમાં રેજી—અમે તો

સંત મહંત શિદ્ધ સાધક સંતો;

અનેક ભકતો તર્યા વિશ્વાસમાં રેજી—અમે તો

રામ રામ રટણ ઓમનું રે સંતો;

અધર અમૃત ઝરે કાલિદાસમાં રેજી—અમે તો

## अमारो मंत्र.

પદ ૧૯૨ ( ધુન )

અમે ભેખ ધારી, ભેખ ધારી–ટેક૦

ભક્તિ ભગવો ઝુંડો અમારો;
જાણે કોઇ સંસ્કારી–અમે

યમ નિયમની મારી લંગોટિ;
અલખ ઝોળી સ્વિકારી–અમે

ભિક્ષા અમારી સદગુરૂ સંત પાસે;
જ્ઞાન વૈરાગ્યની સુખકારી–અમે

કહે કાલિદાસ જગદિશ ઝોળી;
સદ્ગુરૂ બોધ નિરાકારી–અમે

## उच्च गामी विचार.

પદ ૧૯૩ ( ભજન )

અમર પદ પાયા એ સંતો
અમર પદ પાયા–ટેક૦

જન્મ મરણકી મીટી ગઇ સંશા;
પ્રેમને પ્રભુ ગુન ગાયા–અમર

શાન્તિ મીટાઇ મેરે ગુરૂને
આપમેં આપ સમાયા–અમર

દ્વૈત ભાવના ના મેરે મનમેં;
સબમેં રામ દર્શાયા–અમર

... કરે અબ સેવા સ્મરણ;
કહત કાલિદાસ સત્ય સ્વરૂપ સમજાયા–અમર

## ઇશ્વરનું ઘટ સ્મરણ.

પદ ૧૯૪ (ભજન)

શ્રી રામને ભજી લેને ઓ બંદા;
તારા ચર્ખો બોલે જો વિચારીને અંધા—ટેક૦
આપ બોલે ને આપ ચાલે, જ્યાં નહિ સુરજને ચંદા;
ધ્યેય ધાતા ને ધરણાબે, વળિ નિર્ગુણ આપ પસારા—શ્રી
ઝીણી ધૂનસેં સૂરત લગાવ, કરી નિજ અંતર વાસા;
નિમીંત્ત નામ ધારી મુખાંતું, જો ઘટ વિશે ગોવિંદા—શ્રી
આપ આપનું કિર્તન કરે, જ્યાં નહિ વિજળીને તારા;
વિંણ ભૂમિ વિંણ આકાશ, જ્યાં સદા છે આનંદા—શ્રી
એક સાધે મબ સાધે, વેદ પૂરાણ પુરત હે શાખા;
પૂરણ ભરોસો છે જેને તેનો, જ્યાં નહિ વાદંમ વાદા—શ્રી
વૈરાગ્ય વિંણ વિશ્વંભર ના દર્શે, નહિ વાતોમાં મઝા;
એકહિ ખલકમેં એકહિ કિરતાર, ખરી ખોજે મીલે ખુદા—શ્રી

## દીલ દરીઆમાં અમૂલખ મોતી.

પદ ૧૯૫ (ભજન)

દીલ દરીયામા અમૂલખ મોતી, ગોતી ડુબકી મારોજી;
અનંત જ્યોતિ પ્રકટે જેમાં, ચૈતન સંગ ચિત્ત ધારોજી—ટેક
નાભી કમળસે ચલી સુરતા, ત્રિવેણી તાર સુખકારોજી,
ઈંડા પિંગળા કરે સ્તુતિ, ત્યા શુખમણ ખૂલે દ્વારોજી—દીલ
સદગુરૂની હોય જો કૃપા, રામ ભજને મન વાળોજી;
અષ્ટ પ્રહર ચૂકો ના સ્મરણ, તો મળે સ્વામી અમારોજી—દીલ

નિરંજન નાથ દિસે મો ઘટમાં. રામ રમણ હારોજી;
કહે કાલિદાસ સદગુરૂ કૃપાએ, નિજ નામમા મન ઠારોજી–દીલ

## अमारुं अंतर साधन–जोपीयो अमारी रेख शुं जोशे ?

પદ ૧૯૬ (લાવણી)

કયા દેખો હમ લેખ, ભાઇ કયા દેખો હમ લેખ;
સદગુરૂ શબ્દમે સુરત હમારી, સોહી અમારા ભેખ–ટેક૦
બ્રહ્માદિકસેં નહિ મીંટત, પૂર્વ જન્મકી જે પડી રેખ;
આસન મારૂં સુરત લગાવું, નિજ અંતર જપું અલેખ–કયા
ચાર અવસ્થામેં પર પરમેશ્વર, સોહી અંતરમાં પેખ;
નિર્ગુણ સિર્ગુણ એક નિરંજન, સોહી લખત હૈ લેખ–કયા
એસા સદબોધ દીયા ગુરૂને, સત્સંગ કુટુંબ એક;
નિર્ગુણ નામ નિજ ઘટ ભિતર, રામ નામકી મેરી ટેક–કયા
કહે કાલિદાસ સુનો ભાઈ સંતો, સાચો સત્ય વિવેક,
યમ નિયમમે રહુ યહ જગમે, બ્રહ્મ નામ હમ ટેક–કયા

## अगम देशमां प्रवेश.

પદ ૧૯૭ (રાગ-ભજન)

હાં હારે મનવા, હવે ચાલને અગમ કેરે દેશ;
જ્યાં બ્રહ્મા વિષ્ણુ, શંકરે કીધો પ્રવેશ રે–ટેક૦
નેતી નેતી જેને વેદ કહે છે, મુનીયોનો આ વેશ;
શુક જનકાદિક પાર ઉતરીયા, જ્યાં ન કોઇ પ્રવેશ રે–હાંરે
વ્યાસ વસિષ્ઠ વાલ્મિક સમજ્યા, જ્યાં પરમ છે દેવેશ;
ધ્રુવ અંબરિષ પ્રહ્લાદ પામ્યા, એવો ઉત્તમ છે પ્રદેશ રે–હાંરે

સત્ય સાધન સમ દમથી કરીયે, ધ્યાન ધારણા મહેષ;
કહે કાલિદાસ નિજ રૂપને પામો, ગુરૂ મળે નિર્દોષ રે—હાંરે

## આ હ્રદયમાં પ્રભુનો વાસ.

પદ ૧૯૮ (રાગ-ભજન)

ઓ હરિજન પ્યારા, આ રે ઘટડામાં મારા રામજી બોલે;
નથી ત્રિલોવન તેને તોલે રે..............................ટેક૦
પુરણ બ્રહ્મ પ્રભુ આવીને મળશે, કરતાં ભક્તિ ભાવે;
નિર્મળ મન ત્યાં મોહન દીસે, જેનું નાવ થઉ નહિ ઝોલે રે—ઓ
સાચાનો સંગી શ્રી હરિ શામળો, ગોવિંદને જે ગાવે;
સત્સગતા નિત્યે કરતા, કોઇ સદગુરૂ પડદા ખોલે રે—ઓ
એવા હરિને ભજતાં ભાવે, પળમાં તેને રે તારે;
ગરિબનો બેલી ગોવિંદ મારો, પસ્તુ મળે અમોલે રે—ઓ
કહે કાલિદાસ તુજમાં કૃષ્ણ, અવર શું ફાંફાં મારે;
પ્રગટ પ્રભુ દિસે સૌ પિંડે, જો અહર્નિશ તેમાં ડોલે રે—ઓ

## સદ્ગુરુથી સાચી સમજણ પડી—હવે શું કરવું?

પદ ૧૯૯ (લાવણી)

અબ કયા બોલના મેરે ભાઈ, સદગુરૂને સાન બતાઈ,
નીસિ વાસર રટું હૃદયમેં, નિર્ગુણ નામ સુખદાઈ,
આતમરામમેં લગી તાળી, કયા બતાવું ગાઇ—અબ
આશપાસ બિખર ગઇ મેરી, જ્ઞાન ગંગામે ના'ઇ;
ૈ-ગ્ય વૃત્તિમેં રહુ યહ જગમેં, વાદ ન આવે કાંઇ—અબ

મુંગા હોકર બનત હું મૂરખ, ઘટકી જાણત જહુરાઈ;
પરા પુરુષકા ગ્રહ્યા પાલવ; તિર ત્રિવેણી ધૂન મચાઈ—અબ
બૂરા કહે કોઈ ભલા કહે ભાઈ, સબ મતલબકી ચતુરાઈ;
સબ જગમેં ઢુંઢ દેખંત, પરમાર્થિ સદગુરૂ રાઈ—અબ
નાસ્તિક નુગરા બહોત યહ જગમેં, આસ્તિક બિરલા કોઈ;
એસા પામરસેં રહું અલગ, બાદ વૈખરીકા જોઈ—અબ
પઢ પઢ પોથી બેદ પુરાણ, કોણ રંક કોણ રાઈ;
યોગ ભકિતકી બાત કરત, બ્રહ્મ રૂપ નવ પાઈ—અબ
નિર્ગુણ સિર્ગુણ એક નિરંજન, સબમેં નીતિ સવાઈ;
ન્યાય નીતિ સમઝત જન, ઉનકી હોત બડાઈ—અબ
કહેત કાલિદાસ સત્સંગ ચરણે, સાચી કરત કમાઈ;
લોક લાજ તજ કરકે, ભકિત કરૂં સવાઈ—અબ

## हृदय दीवो.

પ૰ ૨૦૦ ( રાગ-દેવળ જીનું થયું રે )

દીવો બળે રે દીવો બળે;
આ રે દીલડામાં દીવો બળે–ટેક૦
એ રે દીવાનાં જ્યોત ઘટો ઘટમાં રે;
અનુંભવિ સંત જાણે પળે પળે રે–આ રે
શ્વાસા સ્મરણ રીતિ જો કોઈ જાણે રે;
સદગુરુથી સંશય સઘળા ટળે રે–આ રે
સોંજે પ્રાણાયમ જેથી સધાય રે;
મહા પાતક જેથી બળે રે–આ રે

કહે કાલિદાસ અડગ થઇ આરાધીયે રે;
ભકિતએ બ્રહ્મપદમાં ભેળે રે—આ૦ રે

## साधु भजन.

પદ ૨૦૧

જબસે ગોવિંદ મેને ગાયા;
તબસેં, મીટ ગઇ મેરી માયા—ટેક૦
ધ્યાન સમાધિસે મહા સુખ પાયા;
જબસે ગુરૂને જ્ઞાન બતાયા—જબસે
ચંદ્ર સુરજ મે રે ગુરૂસે સધાયા;
પડ ચક્કરા ભેદ બતાયા—જબસે
અબ ચમકા નહિ પડછાયા;
ભેદ ભેદ જ્યાં બિસરાયા—જબસે
કહે કાલિદાસ ત્યાં નહિ રંક ને રાયા,
એકહી રામ સબ ઘટ સમાયા—જબસે

## ज्ञान योगीना विचार.

પદ ૨૦૨ ( ધૂની-ભજન )

મેં બસ્તીમે નહિ જાવું;
મેં તો ગોવિંદ કે ગુણ ગાવું—ટેક
પંચ વિષય બસ્તિ મેરી, સોબત ના મનકી પાવું—મેં
શાન્તિ બનમેં આસન જમાકે, અજપા ભિક્ષા ખાવું—મેં
દીન ભિક્ષાકી બનાવું રસોઇ, ભગવાન ભોગ ધરાવું—મેં
નિર્મળ નીતિ જળ ભરકે, પ્રેમ પિયાલા પિલાવું—મેં

ઈડા પિંગળા કરત સ્તુતિ, સુખમણ સે'જ બીછાલુ–મેં
દેહાધ્યાન સદગુરૂને મિંટાયા, ફેર ભેદ ભાવ કયું લાવું–મેં
કૃપા ભઈ મેરે સદગુરૂકી, તત્વમેં તત્વ મીલાવું–મેં
કહત કાલિદાસ સંત કો' જાણે, અજાણ કો' કયા સમજાવું–મેં

## अमारो पंथ.

પઃ ૨૦૩ ( ભજન )

નહિ કોઇ પંથ હમારા;
ઓ સાધુ નહિ કોઇ પંથ હમારા–ટેક
ત્રિગુંણા તીત્ ત્રિગુંણથી પર;
સોહી મારગ હમારા હય–ઓ
અંતર બાહીર એક આપહી દર્શે;
ઓહી સ્મરણ સુખકાર–ઓ
સદગુરૂ ત્રિકમસે પિયા અમૃત;
અંતર મંતર મૂકિત ધારા–ઓ
કહત કાલિદાસ સમજત શાણા;
જાકો સંત સમાગમ સારા–ઓ



## સદ્‌ગુરુ આભાર.

પદ ૨૦૪ ( ભજન )

જન્મ મારો કૃતારથ કીધો;
ગુરૂજી જન્મ મારો કૃતારથ કીધો,
અંતર આશીર્વાદ આપનો સ્વિકારી;
મેં તો અમૃતનો પ્યાલો પીધો–ટેક૦
રે'ણી કે'ણી મારી પલટાવી;
દાસને શરણે લીધો–ગુરૂજી
કૃપા કરીને દુઃખો નિવાર્યાં;
મને તારક મંત્ર દીધો–ગુરૂજી
અંતર માંહી આપ બિરાજ્યા;
મારગે ચાલુ હવે શીધો–ગુરૂજી
કહે કાલિદાસ આપ બતાવી;
મને પાવન તો કીધો–ગુરૂજી

## મુક્તિની માળા.

પદ ૨૦૫ ( રાગ–દેવળ જુનું રે થયું )

મુક્તિ કેરી રે, માળા મુક્તિ કેરી;
પે'રી રે માળા મુક્તિ કેરી–ટેક૦
સદગુરૂ ઝવેરીએ આપી એ માળા રે;
મટી લક્ષ ચોરાશીની ફેરી રે–પે'રી રે
એરે માળામાં અગમ નિગમ ભાસે રે;
અનહદની જ્યાં વાગે ભેરી રે–પે'રી રે

બ્રહ્મા વિષ્ણુ શંકરને છે વ્હાલી રે,
આવે ,આનંદની લે'રી રે–પે'રી રે
કહે કાલિદાસ સદ્ગુરૂ ત્રિકમ કૃપાએઃ
એરે માળામાં માગી વૃત્તિ ઠેરી રે–પે'રી રે

## બ્રહ્મ નિવાસ.

પદ ૨૦૬ (લલિત–છંદ)

ભ્રમર ગુંફમાં, નાથ તો રમે.
અંતર મુખને, તેજ તો ગમે ૧
પરમ એ તજી, શીદને ભમે;
અગમ લે ભજી, વિષને દમે ૨
અધર આસને, રામ તો રમે,
ધરત ધ્યાન જો, વાસના સમે ૩
ધરમ એક છે, માયને જમે.
કરમ ભેદ છે, કાલિદાસને ૪

## આત્મ જ્ઞાનિની દ્રષ્ટિ.

પદ ૨૦૭ (પ્રભાત)

જ્યા જગત દીસે નહિ ત્યાં, સગાનો સબંધ શું,
જ્યાં જગત દીસે નહિ ત્યાં, માયાનો વળી મોહ શું–ટેક૦
જ્યાં જગત દીસે નહિ ત્યાં, હરખને શોક શું,
જ્યાં જગત દીસે નહિ ત્યા, માન ને અપમાન શું–જ્યાં
ત્યાં જગત દીસે નહિ ત્યા, દ્વૈતને અદ્વૈત શું;

જ્યાં જગત દીસે નહિ ત્યાં, વ્રતને વળી નેમ શું-જ્યાં
જ્યાં જગત દીસે નહિ ત્યાં, પ્રિત પરા પાર શું;
કે' કાલિદાસ સમજ્યો ગુરૂ જ્ઞાનથી, ત્યાં કાળનો ભય શું-જ્યાં

### अलख धून.

પદ ૨૦૮ ( ભજન )

અલખ ધૂન મચાવો, અલખ ધૂન મચાવો;
સંતો અલખ ધૂન મચાવો-ટેક
અલખ ગોરખે ગાયો, જાલંધરે ગાયો;
એગ્રી બીધ્રીસે કુંડળી જગાવો-સંતો
અલખ ગોપિચંદે રે ગાયો, ભર્તૃહરિએ રસ પીધો;
સો હઠયોગ રીતિ કોઇ જોગીસે પાવો-સંતો
અલખ શંકરને છે પ્યારો, વિષ્ણુજીને લાગે સારો;
કોઈ સંત સમજી લ્હો લ્હાવો-સંતો
અલખ મીંલે અચળ પદ પાવો, પવન સ્થિર કરાવો;
કહે કાલિદાસ સદગુરૂ ગમસે પાવો-સંતો

### गुरु घरनी वातो.

પદ ૨૦૯ ( ભજન )

ગુરૂ ઘરની વાતો ન્યારી ઓ સંતો ભાઈ;
ગુરુ તે ઘરની વાતો ન્યારી-ટેક૦
આ રે ઘટ ભિતર દીવો બળે છે;
અવિચળ જ્યોતિ એ નિરાકારી-સંતો

ઓમ્કાર જાપ જપે છે કુંડળી,
અષ્ટ પ્રહર નાદ રણુકારી–સંતો
સૂક્ષ્મ નાડી વિષે જઇને જોઇયે,
આઠ પ્રહર એ દિવાળી–સંતો
કહે કાલિદાસ યોગિ સાચા જો મળે,
બતાવે ચાવી રૂપાળી–સંતો

## सद्गुरुनो मत्रोपदेश.

પદ ૨૧૦ (રાગ—ઓધવજી સંદેશો કેજો શ્યામને રે)

ઉપકાર કેમ ભૂલુ સદ્ગુરુ દેવનો,
જેણે બતાવ્યો અંતર રૂડો જાપજો,
શ્વાસો સ્મરણુ કુંચી બતાવી ભાવથી,
ટળ્યા મારા ત્રિવિધ તાપજો–ઉપકાર
તત્વમસિનુ જ્ઞાન મને સમજાવીયુ,
શિવ સનકાદિક સમરે સદા આપજો,
ત્વં પદ તત્પદ અસિપદનુ ભાન કરાવીયુ,
નામ યોગ મોટો એ પ્રતાપજો–ઉપકા
જગ વ્યહવારના કાર્યો સર્વે કરુ,
હિંડતા ચાલતા ઉઠતા બેસતા ભજુ હરિ નામજો–ઉપકા
રોમ રોમ રણુકાર વાગે ગુરૂ મંત્રનો,
ધ્યેય ધાતા ટળ્યા આને ઠામજો–ઉપકા
જાગૃત સ્વપ્ન સુષુપ્તિ તુરીયા નહી,
તૂર્યા તિત્ ત્રિકમનુ છે ધામજો,

તે સાચુ સ્વરાજ્ય મુજને મળિયું;
હવે અન્ય નહી મારે કામજો–ઉપકાર
સરસ પંથ સંતે મને બતાવીયો;
જ્યાં જોવું ત્યાં દીસે આત્મરામજો,
મૌન ગ્રહીને રે'વું મારે સદા;
કે' કાલિદાસ સમજ્યાનું એ કામજો–ઉપકાર

## सद्गुरु ज्ञान घंट.

પદ ૨૧૧ ( ગરબી )

વાગ્યો વાગ્યો ઘંટ ગુરૂ જ્ઞાનને રે;
તેની પામર સમજે શું વાત–ટેક૦
જેને મારગ જડયો હરિ ધ્યાનને રે;
તેના ટળ્યા સર્વે ઉત્પાત–વાગ્યો
મોટો મહિમા છે ઘંટ નાદને રે;
જાગ્યા આતમ દેવ અવિનાશ–વાગ્યો
શું મહિમા વર્ણુવું એ સ્વાદને રે;
અનુભવિને છે એના શુભ ભાસ–વાગ્યો
ઝવેરી હાથ હીરો આવીયો રે;
જાણે કિંમત તેની નિર્ધાર–વાગ્યો
કહે કાલિદાસ હરિજનને ભાવિયો રે;
તેના ચરણમાં મસ્તક સાર–વાગ્યો

## कोइ हंसा हरि गुण गाशे.

પદ ૨૧૨ (ભજન)

કોઇ હંસા હરિગુંણુ ગાશે;
· નિર્ગુણુ નામમાં ના'શે
યમ નિયમ સંયમ સાધે;
તે અમરાપુર જાશે
સત્સંગ સાધુ સમાગમે;
હ્રદય શાન્તિ થાશે·
રામ રતન ધન સંતનું;
ફાવે તેમ વાપરશે-
કે' કાલિદાસ ગુરુગમ જેને;
મન માળા એ સંભારશે·

## अविचळ पद.

પદ ૨૧૩

અબ મેને અવિચળ પદ પાયા;
જબસેં હ્રદય ગોવિંદ ગાયા—ટેક૦
નૂરત સુરત બની એક તારા;
નહિ રંક નહિ રાયા—અબ
શુન્ય શિખર પર બિછાયા બીછાના;
ત્રિવેણી તાર જમાયા—અબ
પ્રેમ ભાવસેં રહું ચઢ જગમેં;
જાગત ભાવ ખિમરાયા—અબ

## सद्गुरु ज्ञान गोळी.

પદ ૨૧૭ ( ગરબી )

વાગી વાગી ગોળી ગુરુ જ્ઞાનની રે;
મુકયો શીર સદ્ગુરૂએ હાથ-વાગી
નથી માન વાસના પમાનની રે;
આયો સંતનો શોધુ સાથ-વાગી
ટળી ઇચ્છા હવે ધન ધરા ધામની રે;
નિજ અંતર જાણે દીનોનાથ-વાગી
કરૂ ચિંતા ન લાભ હાણની રે;
જેમાં મળે ના કંઈ કાથ-વાગી
કાલિદાસને મગજ બ્રહ્મ ધ્યાનની રે;
તેની પામર સમજે શું વાત-વાગી

## संशय सघळा टळे.

પદ ૨૧૮ ( ચાબખો )

સંશય સઘળા ટળે;
ચિત્ત બ્રહ્મ સાગરે ભળે-ટેક૦
હૃદય પલટો સોહી પલટો;
તન પલટાએ કંઇ ના વળે,
ઝીણી વાતો નથી સૌને સમજવી;
સદગુરૂથી સૌ મળે-સંશય

## अमारो देश.

પદ ૨૧૫ ( ભજન )

એસા હે દેશ હમારા, એસા હે દેશ હમારા;
પવન પાણી અરૂ ધરણી નાહીં, જહાં કાળ મારત ફેરા—એસા
બીન બાદલ અમૃત બરસે, બિજકા રંગ અનેરા—એસા
સબ દેવ મીલકર કરત સ્તુતિ, બ્રહ્મા વિષ્ણુ મહેશ્વરા—એસા
મહા માયા ખડી કરજોડી, વહાં અલખકા ડેરા—એસા
કહત કાલિદાસ સદગુરુ કૃપાસે, છુટ ગયા મેરા તેરા—એસા

## ईश्वरनुं अमेद्य स्मरण.

પદ ૨૧૬ ( ભજન )

દર્શન દેવના કરવાં દોડી દોડી:
માયા મનની સર્વે છોડી.......................ટેક૦
દેહ મંદિરમાં નાથ બિરાજે, મુરત લેને જોડી:
મહાસાગરમાં અમૂલખ મોતી, નરચે તારી હોડી–દર્શન
એ અરિહંત એ છે કૃષ્ણ, વિવાદ નાખ મો તોડી:
પારસનાથ પણ પોતે છે, સમજ જ્ઞાન ચાદર ઓઢિ–દર્શન
એ દેવીને એ છે દેવના, જો આંખો મીંચી થોડી;
રામ રહેમાન પણ તેપે જાણો, સબાજ તારી હોડી-દર્શન
કહે કાલિદાસ ગુરૂગમથી, વાસના દે સૌ છોડી:
[illegible] રંગ લાગ્યો, ત્યાં પ્રભુ રહ્યો છે પોઢી–દર્શન

સોહી સાધુ;
એસાહી ભેખ ધઇંગા–અબતો
ર કર સુમિરણ;
વાણી આપમેં અલખ જગાયા–અબતો
સુદરો તનકા તંબુરા;
નથી એોમ ગાન સુનાયા–અબતો
આને. નહિં મેરે મનમેં;
ટળી . દ્રઢાસન ધ્યાન જમાયા–અબતો
નિજ ગુરૂગમ કુંચીઃ
કર હરખ શોક બિસરાયા–અબતો
જેમ નારાયણ સેવાઃ
કાલિંદ કર કર્મ અકર્મ કહેલાયા–અબતો
તેની ઓ નારાયણ સેવા;
એસા લોગ ધરાયા–અબતો
નિર્મળ નીર;
અકર્મ કમંડળ મેં ભરાયા–અબતો
સંશય ી પરા ખપ્પર;
દાન ભિક્ષા મંગકર લાયા–અબતો
હૃદય મધ કર કે,

જ્ઞાતી ગોત્ર ન વર્ણાશ્રમ ત્યાં
કર્મ સકળ બળે,
સઘળા ધર્મનું તત્વ જે;
કાલિદાસ મનડું ત્યાં વળે–સંશય

## ब्रह्म रस प्यासा.

પદ ૨૧૯ ( ભજન )

મેં બ્રહ્મ રસ પ્યાસા પ્યાસા;
ઓમ ભજુ શ્વાસે શ્વાસા–મેં
નહિં વહાં દાસ અરૂ દાસા;
વહાં પર અષ્ટ પ્રહર પ્રકાશા–મેં
નહિં વહાં વાદવિવાદ શાસ્ત્રકી ભાષા;
નિર્ગુણ નિરંજન સત્ય અવિનાશા–મેં
નહિં વહાં ન્યાત જાત કછુ તમાસા;
સદગુરૂસે જ્ઞાન પાયા ખાસા–મેં
નહિ વહાં પુજા સેવા કછુ દેશ વિદેશા;
સદગુરૂ શિર મારે કાલિદાસા–મેં

## साचा साधु बनवुं श्रेष्ठ छे.

પદ ૨૨૦ ( ભજન )

અબ તો મેં સાધુ બનુંગા;
હૃદય કમળમેં રામ રહુંગા–ટેક

ન સાધ્ય સોહી સાધુ;
એસાહી ભેખ ધરૂંગા—અબતો
શ્વાસાકી કર કર સુમિરણ;
આપમેં અલખ જગાયા—અબતો
મનકી માળા તનકા તંબુરા;
ઓમ્ ગાન સુનાયા—અબતો
ભક્ત ભાવના નહિં મેરે મનમેં;
દ્રઢાસન ધ્યાન જમાયા—અબતો
અજપા જાપ ગુરૂગમ કુંચી;
હરખ શોક બિસરાયા—અબતો
નિષ્કામ કર્મ નારાયણ સેવા;
કર કર્મ અકર્મ કહલાયા—અબતો
નિષ્કામ ભોગ ઓ નારાયણ સેવા;
એસા ભોગ ધરાયા—અબતો
જ્ઞાન ગંગા નિર્મળ નીર;
અકર્મ કમંડળ મેં ભરાયા—અબતો
જગદિશ ઝોળી પરા ખપ્પર;
ભગવાન ભિક્ષા મંગકર લાયા—અબતો
ઇડા પિંગળા બંધ કર કે;
ત્રિકુટિ આસન જમાયા—અબતો
કહત કાલિદાસ એસા જોગા;
ફીર જન્મ મરણમેં નહિ આયા—અબતો

## अवधूत रंग.

પદ ૨૨૧ (ભજન)

અવધૂત એમાહી રગ લાગે;
મોહ મમતા માયા ભાગે-ટેક૦
ભગવતિ કુંડળી જકત જનુંની,
સદગુરૂ કૃપાસે જાગે-અ
ત્રણ ગુણો તે માયાના કહીએ,
સાધક તેણે ત્યાગે-અ
ગુરૂ ગોવિદ એક સ્વરૂપે,
આત્મ ઝાખી માગે-અ
કહે કાલિદાસ સુનો ભાઈ સાધુ,
મન રગે તો પ્રભુ આગે-અ

## अमे ब्रह्मचारी.

પદ ૨૨૨

અમે બ્રહ્મચારી અમે બ્રહ્મચારી,
ભજી બ્રહ્મ થયા અમે બ્રહ્મચારી-ટેક૦
ભગવાન ભક્તિયે થયા નિરાનારી;
તેણે શુ સમજે અવિચારી-અમે
આતમ દેવની સેવા સારી.
તે સમજે કોઇ અધિકારી-અમે
બાહ્યાડંબરમા મતિ ન અમારી.
એ શું સમજે સંસારી-અમે

કહે કાલિદાસ એ ગતિ છે ન્યારી;
જેને ગુરુ મળ્યા પરાપારી-અમે

## अनहद धुन.

પદ ૨૨૩ (ધુન)

લાગી અનહદની ધૂન, લાગી અનહદની ધૂન,
રહેવું હવે મૌન-ટેક૦
ખટ્ટ ખટપટને દીધી મ્હે ત્યાગી;
હૃદય ભજવા નિર્ગુણ-લાગી
દેવ પુજારીમાં ભેદ ના જરી;
વ્યાપક છે જુગજીવન-લાગી
ગુરૂ ગોવિંદ એકજ દિસે,
રોમ રોમ ઓમ રટણ-લાગી
કોણ કરે હવે કથા કિર્તન,
ભાળ્યું બ્રહ્મ સદન-લાગી
તન તિરથ મન મંદિર,
જ્ઞાન ગંગામાં ભેળ્યુ વદન-લાગી
કહે કાલિદાસ સદગુરૂ કૃપાએ,
મળ્યુ મને આતમ ધન-લાગી

## वैराग्य विचार.

પદ ૨૨૪ (ગરબી)

વાગે છે વાગે છે ઘડી મોતની વાગે છે-ટેક૦
કાળનો ભય તેને ના જરી, જે સંત શબ્દે જાગે છે-ઘડી

અડગ વૈરાગ્ય જેના હૃદયમાં, સ્નેહ સબંધીને ત્યાગે છે-ઘડી
શ્વાસા સ્મરણ ગુરૂગમ ચાવી, તેનાથી યમ ભાગે છે-ઘડી
કહે કાલિદાસ અકળ એ પંથ, યોગમાર્ગ જે લાગે છે-ઘડી

## कछु सत्कर्म करना.

પદ ૨૨૫ (ભજન)

કર લેના કર લેના;
કછુ સત્કર્મ કર લેના-ટેક૦
નાહી ભરોંસા એહી દેહીકા;
રોટી ગરીબકું દેના-કછું
ગૌ બ્રાહ્મણ સાધકી સેવા:
પરલોકમેં સુખ ચેના-કછું
અંતર બાહીર રખકે શુદ્ધિ;
સદાહી પવિત્ર રે'ના-કછું
તપ તિરથ સયંમ સાધન;
કે' કાલિદાસ નિર્મળ રખના નેંના-કછું

## अब तो ब्रह्मानंद सुख पाया.

પદ ૨૨૬ (ભજન)

અબતો બ્રહ્માનંદ સુખ પાયા;
હૃદયમેં ગોવિંદ ગાયા-ટેક
કછુ સોચુ ના કછુ ચિત્તવું;
એહી નાદ ઘટ સુનાયા-અબતો

મેરે મોહન બજવત બન્સી,
અજપાહી જાપ જપાયા—અબતો
દીન બંધુ મેરે નાથ દયાળુ,
દાસકુ નિર્ભય બનાયા—અબતો
કહત કાલિદાસ સદગુરૂ કૃપા,
આપકા રુપ દર્શાયા—અબતો

## अमारु साचु धन.

પદ ૨૨૭ ( ભજન )

રામ રતન ધન મળીયુ રે,
સંતો અમને રામ રતન ધન મળિયુ
પૂર્વ સંસ્કારે ભાગ્ય ફળીયુ રે. .. .. .. .ટેક૦
અનંત જન્મની પ્રિત હમારે,
મન માયાનુ પુર ટળીયુ રે—સંતો
ચતુર્દશ ભોવનમા એ છે વ્યાપક,
ન એનાથી કોઇ બળીયુ રે—સંતો
જળ તરંગ જેમ જુદા ન દીસે
મન બ્રહ્મસાગરમા ભળીયુ રે—સંતો
કહે કાલિદાસ સદગુરૂ કૃપાએ,
ચિત્ત સત્સંગમા વળીયું રે—સંતો



## दूरमति आगळ शुं रडवुं.

પદ ૨૨૮

કયા રોના કયા રોના;
દૂરમતિ આગે કયાં રોના–ટેક૦
કામ ક્રોધ લોભ જીસ અંતરમે;
ઉસ સામને કયા દુઃખ ગાના–દૂરમતિ
કઠિણુ હૃદય નિર્દયતા ભારી;
નહિં સ્વભાવ દાના–દૂરમતિ
માન મોટપ બડાઈ અપારી;
ઉસ સોબત નહિં પાના–દૂરમતિ
દુઃખ હરિ આગે લે ગુજારી;
કહત કાલિદાસ સમજ શાણા–દૂરમતિ

## अब तो हरि गुंण मे गावुंगा.

પદ ૨૨૯ (ભજન)

અબતો હરિ ગુંણુ મેં ગાવુંગા;
ફીર જન્મ મરણુ વિસરાવુંગા–ટેક
કયા કહું મેં ઓ સુખકી સીમા;
આપમેં આપ સમાવુંગા–અબતો
સંત સાધુકા જહાંપે વાસા;
વહાંપે નિત્ય જાવુંગા–અબતો
ઓ૦ લાજ જનકી છાંડકે;
ધર્મ ધ્યાન સાધન જમાવુંગા–અબતો

કહત કાલિદાસ મેરે ગુરૂકી કૃપા;
સતપરેં સત્ય હઠાવુંગા-અબતો

## भजननी वडाई.

પદ ૨૩૦ (ભજન)

અબ કયા ડરના, કયા ડરના;
સત્ય સમશેર ધરના-અબ

આઈ પડી નિજ શીરપેં;
ઉનકા સામના કરના-અબ

અંત સમે પ્રભુ સમરકે;
યમસે લડાઇ લડના-અબ

દેખકર એસે વિકાળ સ્વરૂપકો;
ભજન ઘોડે ચડના-અબ

રોમ રોમમેં ઝળકત જ્યોત;
બ્રહ્મ રસ પીયા ઝરના ઝરના-અબ

તબ યમદુત સબ ભાગને લગે;
કયા એસે નોકરશેં મરના-અબ

અદલ ફકીરી જો મનકું મારે;
મન માયા દુર કરના કરના-અબ

કહત કાલિદાસ ગુરૂગમ કુંચી:
જાણત કોઇ અમ ધરના-અબ

## हरि ध्यान मारग.

પદ ૨૩૧ ( ગરબી )

ધ્યાનનો ધ્યાનનો ધ્યાનનો રે;
મને મારગ જડયો હરિ ધ્યાનનો—ટેક૦
વાડા પંથમાં પ્રભુ ન મારો;
મેં તો માર્ગ ગ્રહ્યો ગુરૂ જ્ઞાનનો રે—મને
મન મોહનમાં ચિત્તડું મારૂં,
તજ્યો વિચાર હવે માનનો રે—મને
રામ રમૈયામા રંગે હું રમું;
વાગે સૂર બ્રહ્મ ગાનનો રે—મને
કહે કાલિદાસ તાલ ત્રિવેણી જામ્યો;
સ્વગ સમજાય સદગુરૂ સાનનો રે—મને

## राम गुण.

પદ ૨૩૨ ( સહર )

રામના રામના રામના રે;
અમે ગાઇયે ગુણ શ્રી રામના —ટેક૦
સ્વાર્થ સગાની પ્રિત શું કામની:
જે સગા છે દામના રે—અમે
સર્વ વ્યાપકને ભજીએ ભાવથી;
ગાઇયે ગુણ નર્ગુણ નામના રે—અમે
સૂખમણ સજ્યાએ આપ પોઢિયા;
ચરણ સેવીયે તે શ્યામના રે—અમે

કે' કાલિદાસ ત્યાગ વૃત્તિ અમારી;
અમે રહ્યા નહીં કોઇ કામના રે-અમે

## प्रभु पद कोण पामे ?

પદ ૨૩૩ ( ભજન )

પ્રભુ પદ પામે રે કોઇ હૃદય ત્યાગી;
જેની વૃત્તિ બની વૈરાગી-ટેક૦
જગ જંજાળનો ઝગડો છોડે;
મનથી દે મોં ત્યાગી-પ્રભુ
સત્સમાગમ સાધુની સેવા;
સદગુરૂ શબ્દે લગન લાગી-પ્રભુ
તન મન ધન ત્રિકમ ચરણે;
તેણે આત્મ જ્યોત જાગી-પ્રભુ
કહે કાલિદાસ એ ગુરૂગમ વાતો;
જેણે જ્ઞાન ગોળી વાગી-પ્રભુ

## मन साध्य एज साचु साधन छे.

પદ ૨૩૪ ( ધોળ )

મન મારૂ મોહનમાં ભમે;
એના વિણ બીજુ ના ગમે-ટેક૦
ચિત્તડું આતમ રામમાં રમે;
સદગુરૂ જ્ઞાને વૃત્તિઓ શમે-મન

અમૃત કુપમાથી બિંદુ ગળે,
અધર રસ એવો પીધો અમે-મન
ન્ય સ્વરૂપ જાણ્યુ કોણ કાયા દમે,
કોણ નમાવે ને કોણ નમે-મન
અતરનો આનદ મળ્યો બહુ ભવે,
કહે કાલિદાસ ખટપટ બીજી ના હવે-મન

## भकित पथ.

પદ ૨૩૫ (નામ)

ભક્તિ પથ નથી સેલો હો રાજ
મોઘા તે મુલનો એ છે-ટેક૦
શીરને સાટે એ છે હો રાજ,
મોઘા તે મુલનો એ છે-ભ૦
સત્સગે એ મળશે હો રાજ,
મોઘા તે મુલનો એ છે-ભ૦
ભવસાગર તરવાનુ નાવ હો રાજ
મોઘા તે મુલનો એ છે-ભ૦
કાલિદાસનો સ્વામી ઘટમા હો રાજ,
મોઘા તે મુલનો એ છે-ભ૦

## मे तो मोहन मजु दीनराती.

પદ ૨૩૬

મેં તો મોહન ભજુ દીનરાતી,
મેરી આખડી ઇસિમે રાતી-ટેક૦

એકહી માયા રામકી, ઇનમેં કયા હય ભ્રાન્તિ;
સદગુરૂ બીંચે ભેદ બતાવે, જબ પાવત શાન્તિ—મેં તો
અંત બીંચે દેદાર પાવે, નિજ હૃદય દેવે શાન્તિ;
એ બાત સબ અનુંભવકી, કયા સમજે જીવ ભ્રાન્તિ—મેં તો
અગમ દેશમેં આપ બિરાજે, નહીં બરણ્ જહાં જાતી;
ઐસી બન્સી બજાવે મેરે કાન કનૈયા, પરાપાર ગુણ ગાતી—મેં તો
કહત કાલિદાસ ઉન સ્વરૂપકા ધ્યાન, ઇસમેં આંખ રાતી;
ઘૂંટઘૂંટ પીયા પીયાલા પ્રભુકા, કયા સમજત મુર્ખજાતી—મેં તો

## प्रभु पद पामे रे कोइ सोहागी.

પદ ૨૩૭ ( ભજન )

પ્રભુ પદ પામે રે, કોઇ સોહાગી;
જે જુવે ઘટમા જાગી રે—ટેક૦

ગુરુગમ કુંચીએ ભજે રામને, સુરત અંતર લાગી;
શ્વાસા સ્મરણે બને એ યોગિ, અનહદ ધ્વની વાગી રે—પ્રભુ
જકત ભાવના સૌ વિરમે, વૃત્તિ બને વૈરાગી;
વેશ કેશનું કામ નથી ત્યાં, અંત બનીયું ત્યાગી રે—પ્રભુ
દ્રષ્ટિ સાધનથી અમૃત મળે, મોહ માયા જાય ભાગી;
સાધક સાધે અનુક્રમે, શું સમજે બડભાગી રે—પ્રભુ
કહે કાલિદાસ એ ઝીણી વાતો, સમજે કોઇ સતસંગી;
રોમ રોમ રણંકાર વાગે, જેણે મન લીધું રંગી રે—પ્રભુ

## प्रभुनुं स्थान.

પદ ૨૩૮ (પ્રભાત)

જ્ઞાનના ઘાટમાં, ગોવિંદ છે વાટમાં;
પ્રેમના પંથમાં પ્રભુ દીસે–ટેક૦
નથી નાથ એ મંતરમાં, નથી એ પાતાળમાં;
નથી એ ભસ્મ જટા વિષે–જ્ઞાનના
નથી એ વૈકુંઠમાં, નથી એ પા'ડ પર્વતમાં;
દેહ દેવળમાં દેવ એ ભાસે–જ્ઞાનના
સદગુરૂ સાનમાં, વળી સંતના ધ્યાનમાં;
ભકિતએ ભગવાન છે પાસે–જ્ઞાન૦
અંતરમાં આરાધશે, શ્વાસાએ જે સાધશે;
કાલિદાસ નહિં દૂર એ ગુણ જે ગાશે–જ્ઞાન૦

## अमे तो आत्मपद वासी.

પદ ૨૩૯

અમે તો આત્મપદ વાસી;
અમે તો આત્મપદ વાશી–ટે
ઉપાધિ સરવનો ચુરો કરીયો;
આશા સરવ ગઈ નાશી–અમે તે
ઉપાધિ રૂપ મળ્યું નારાયણનું;
ભેટયા થી અવિનાશી–અમે તે

દેહ દમન કોઇ હવે કરે;
ઘટ ગંગા ઘટ કાશી—અમે તો
કે' કાલિદાસ સદગુરુ કૃપાઃ
ત્રિકમે ત્રિકમ બતાયા ખાશી—અમે તો

## મૂરુય દેવતાનો વાસો.

પદ ૨૪૦ ( રાગ-પ્રિતમના પદનો )

દેહ કુંજમાં કૃષ્ણ બિરાજે, મસ્તકમાં મહેશ જોને;
વાણીમાં બ્રહ્માજી પોતે, શક્તિ શરીરમાં દેવેશ જોને.
ક્રોધ રૂપી કાળી નાગ ઉપર. કેશવ રમે હમેશ જોને;
પ્રેમ પોઠિયા ઉપર શિવજી શોભે, જ્ઞાન રૂપી કેશ જોને.
નાદ વાજીંત્ર સંગીત, બ્રહ્માજીનો વેશ જોને;
કુંડળિ રૂપે ભગવતિ, સાધકનો છે દેશ જોને
અનુભવની છે વાત ભાઇ, નથી ખોટું લેશ જોને;
કે' કાલિદાસ સ્વરૂપ સમજાતાં, જશે ખટ દ્વેષ જોને.

## દિવ્ય દિવાળી.

પદ ૨૪૧ ( રાગ-આદ )

દિવ્ય દિવાળી, ભજવા વનમાળી;
વાણી રસાળી, વ્યાપક પૂરણ કામ..............ટેક૦
અંતર આનંદ અનુભવિ જાણે, યોગ કળાની રીત;
મત મતાંતર તેણે નથી, આત્મજ્ઞાન શુભ હિત રે....દિવ્ય

શુભ વિચાર એ સુંદર વસ્ત્રો, સાચો સત્ય શણગાર;
સુબુદ્ધિ તે સુધારક જાણો, અંતર આનંદ અપાર રે....દિવ્ય
મન શુદ્ધ તે માલપુડા, પ્રાણાયામ દૂધપાક;
વિશ્વ સેવારૂપ વિવિધ વાની, અન્નકુટ એ શુભ શાક રે....દિવ્ય
લક્ષ ચોરાશીનો ટળે ફેરો, ધરતાં છપ્પન ભોગ;
સદગુરુ માને અંતર ધ્યાને, જો સધાય જોગ રે....દિવ્ય
થવાનુ સૌ થયા કરે, જ્ઞાની ના જુવે દોષઃ
જગત સૌ બંધુત્વ, નહિ કોઇ પર રોષ રે....દિવ્ય
આળગાળથી આનંદ તેણે, ભલે મારે પાષાણ;
શાન્તિ તજે ના તે પોતાની, દૂષ્ટ કરે હેરાન રે....દિવ્ય
કઈક કાવત્રાં કરે ઉભાં, શોધી એકાંત લાગ;
બ્રહ્મ રાક્ષસો કળિમાં ઘણા, વૃત્તિ જેની કાગ રે....દિવ્ય
કહે કાલિદાસ નિંદક નરાધમીયો, માનુ તેનો ઉપકાર;
સદા દિવાળી નિર્ખું હ્રદયમાં, રોમે રોમ રણકાર રે....દિવ્ય

## દીપોત્સવી.

પદ ૨૪૨ ( રાગ–માઢ )

દિલ દિવાળી, બહુચર બાળીઃ
કહે કોઇ કાળી, અંબાનો અવતાર........ટેક૦
ચામુંડને તુલજા ભવાની, સૌ શક્તિ એક સાર;
શારદા સરસ્વતિ કહો, એ સાકાર નિરાકાર રે........દિલ
બ્રહ્મ સાથે સબંધ તેનો, રોમ રોમ રણકાર;

વિશ્વ વેદના વિરમે જ્યાં, નૂતન દર્શને સાર.
શિવ સ્વરૂપ શાંતાત્મા એ આત્મ દર્શન સાક્ષાત્કાર રે....દિલ
ભગીરથ પ્રયત્નથી એ મળે, અવર નહિં ઉપાયઃ
કહે કાલિદાસ સદગુરૂ કૃપાએ, સાધન જે સધાય રે....દિલ

## अधिकारीये शुं करवुं ?
### પદ ૨૪૩ ( પ્રભાત )

ઉઠીને પ્રભાતમાં, સોહંમ સ્મરણ કરીયે;
પ્રગટ દિવાળી સૌ પીડે, ગુરૂ જ્ઞાનમાં ઠરીયે....ટેક૦
વિષય વાસના ત્યાગીને, દ્રઢાસને રામ સમરીયે;
શાન્ત ચિત્તે એકાન્ત બેસી, ત્રિવેણી ધ્યાન ધરીયે....ઉઠીને
નિર્લોભ નિર્માનથી, મહજાવસ્થામા ફરીયે.
સંસારને હરિ રૂપ જાણી. નવ કોઇથી ડરીયે ...ઉઠીને
જાગૃત સ્વપ્ન સુષુપ્તિ, તજી તુરીયાતીતમા ભળીયે,
કાલિદાસની છે માત એ. આચિ દિવાળીને વરીયે ...ઉઠીને

## दिवाळी. (१)
### પદ ૨૪૪

દિવાળી—દિવાળી,
એતો રીઝે રસાળી–ટેક૦
અંતરમાં એ આનંદ આપતી;
જાણે કોઇ ભાગ્યશાળી–દિવાળી

મહામાયા જક્ત જનુંની;
બહુચર અબે કે'વાય કાળી–દિવાળી
શારદા સરસ્વતિ હંસ વાહની,
આદ્ય પુરૂષ શું કરે રખવાળી–દિવાળી
કહે કાલિદાસ એ બ્રહ્માનંદની;
યોગિ સાધે જે કુંડળી–દિવાળી

## दिवाळी. (२)

### પદ ૨૪૫ (પ્રભાત)

સાચી દિવાળી શોધતું;
જ્યાં અનંત જ્યોત પ્રકટે,
ત્રિલોકની એ ભવ તારણીં;
રોમ રોમ રામ રટે ટેક૦
જ્ઞાન દીપ જ્યાં બળે,
શોધ સદગુરૂ બળે,
જપે જાપ જુગતીથી;
ત્રીકમ ત્રિવેણી ત્રટે સાચી
મારી આસન ધ્યાન ધરતું;
સદગુરૂ શબ્દે સત્ય કહું,
સત્ય દીપ એ દિવાળીનો;
મહા પાપ જોગી ફટે સાચી

અજબ આનંદ આવે એમાં;
નિષ્કર્મ નૈવેદ્ય ધર તેમાં,
જુક્તિ બતાવે સંત કોઇ;
કેશવ રહ્યા નિજ ઘટે. સાચી.
સત્યના શણગાર સજજે;
નીતિના પોષાક ધરજે,
પ્રભાતમાં પ્રભુ સમરજે;
કાલિદાસ કષ્ટ જેથી હઠે. સાચી.

## દિવાળી. (૩)

પદ ૨૪૬ ( રાગ-સુંદર વરની ચુંદડી )

રોમ રોમ હોય આનંદ, એ દીન દિવાળીનો રે;
ભાસે સઘળે પરમાનંદ, મહિમા દિપાવળીનો રે-ટેક૦

· સાખી ·

આધાર ઓમકારનો, એ સઘળે રહી ભરપુર;
બ્રહ્મજ્ઞાની જાણે તેહે, એનું સરવમાં નૂર-મહિમા
બ્રહ્માદિક સાધે તેને, આરાધે મહાદેવ;
ચંદ્ર સુરજ કરજોડી ઉભા, વિષ્ણુ કરતા સેવ-મહિમા
જાણ જનુંની એ ભવ તારણી, ત્રિગુણથી પરતેહ;
રામ રમે રંગ રસીયાશું, એમાં નહિ સંદેહ-મહિમા
વેદમંત્રે થાય પુજન, તેનું, ઘટાનંદ નિર્ધાર;
સાચી દિવાળી મળે તેને, સોહંમ શું લાગ્યો તાર-મહિમા

દીપ જોયો દિવાળીનો, તેણે ના હર્ષ અને શોક;
વાત એ ગુરૂગમની, એણે જાણે વિરલા કોક–મહિમા
સાચી જ્યોત એ દીપની, દર્શને પાપી પાવન થાય;
ફેરફેર જાય તેનાં, જ્યોત સર્વમાં દર્શાય–મહિમા
જાણ્યું તેને માંણ્યું અંતરે, એ પ્રકટ રામ રસાળી;
નથી વિષય એ વાણીનો, જાણે કોઇ ભાગ્યશાળી–મહિમા
વૈષ્ણવને છે વાલી એ, જે છે પરાપારી;
કાલિદાસ કેશવ ભકતો નિર્ભય, જ્યોત દિવાળી સુખકારી–મ.

## दिवाळी. (૪)

પદ ૨૪૭ ( ભજન )

દિવાળી દુઃખ હરણી, દુઃખ હરણી;
જો સુધારે નિજ કરણી–ટેક૦
મન માતંગને વશ કરીને, સુખે ફરે ધરણી;
જે જાણે તે માને અંતરમાં, એ વાત વેદાન્તે વરણી–દિવાળી
એોમ એોમ રટણ ગુરૂ ગમથી થાય, રોમ રોમ સંભળાય ધ્વની;
કહે કાલિદાસ ગુરૂગમ કુંચી, સાચી દિવાળી એ વરણી–દિવાળી

## दिवाळी. (૫)

પદ ૨૪૮

દિવાળી દિલમાં પ્રકટાવો;
ઓ સજ્જનો દિવાળી દિલમાં પ્રકટાવો.
જ્ઞાન દિપક અમોઘ છે આનંદ;
નામ અન્નકુટ ધરાવો ઓ

કિલ્મિષ સકળનો ત્યાગ કરીને;
આત્મ પ્રવેશ નૂતન કા'વો. ઓ.
નવિન વર્ષ સમજો એ શાણા;
જગદિશ ગાયણી ગુણ ગાવો. ઓ
કહે કાલિદાસ મહા મંગળ મોહન;
લ્યોને નૌતમ લ્હાવો. ઓ.

## दिवाळी. (६)

પદ ૨૪૯ (ભજન)

એવી રે દિવાળી ઉજવીયે આજે તો;
જ્યાં આદ્ય પુરુષ બીરાજે તો—ટેક૦
ચૌદ લોવનમાં સત્તા છે જેની રે;
ગગન મંડળના ચોકમાં એ ગાજે તો—એવી રે
ચંદ્ર સુરજ એની સ્તુતિ કરે રે;
આપ મેળવવા કાજે તો—એવી રે
એરે દિવાળીનો મહિમા છે ઘણો રે;
. ત્યાગી વૈરાગી સૌ સત્ય શણગાર સજે તો—એવી રે
કહે કાલિદાસ અચળ એ દિવાળી રે;
સદગુરૂ સાને જે સમજે તો—એવી રે

## श्री हाटकेश्वर स्तुति.

આ સ્થળ ઉત્તર ગુજરાત વડનગરમાં આવેલું છે.
સંવત ૧૯૯૦ ના જેઠ વદ ૦))

પદ ૨૫૦

આજ રાજ રાખો લાજ, શ્રી હાટકેશ્વરા;
દર્શનકાજ આવ્યો આજ, શ્રી મહેશ્વરા-ટેક૦
અચળ સ્થાન માગું ધ્યાન, ત્રિપુરેશ્વરાઃ
અમલ ભાન થાય નિર્વાણ, શ્રી યોગેશ્વરા-આજ
પરમ પાન યોગ ધ્યાન, યાચું દેવેશ્વરા;
તત્વજ જ્ઞાન કરૂ પાન, શ્રી ઉમેશ્વરા-આજ
વિશાળ સ્થાન પર્મ પાવન, શ્રી દેવેશ્વરા;
ત્રિ તોફાન નહિ આવન, શ્રી મહેશ્વરા-આજ
વૃદ્ધ નગરે આવ્યો ખાસ, યાચું ઇશ્વરાઃ
કાલિદાસને રાખો પાસ; શ્રી હાટકેશ્વરા-આજ

## श्री लोटेश्वर महादेवनी स्तुति.

( આ પુરાણ સ્થળ હારીજ પાસે ઉત્તર ગુજરાતમાં આવેલું છે. )

પદ ૨૫૧

પરમ તાત ભ્રાત માત, શિવ યાચુ આજ તો;
કરમ મરમ જાણેતું, ત્રિલોકના રાજ તો-ટેક૦
અધિક મહિમા આપ, જપુ જાપ મહારાજ તો;
આવ્યો શરણમાં દાસ, રાખો આજ લાજ તો-પરમ

અઇનક વન જીવન ધન્ય, ત્યાં શોભો યોગિરાજ તો,
કર્યું સ્થાપન ભિમસેને, ત્રેતામા મહારાજ તો—પરમ
બ્રહ્મ કુડ કાઢે ગુડ, રાખો દાસની દાઝતો,
ભુતપ્રેત ભાગે સૌ થાય, શભુનો અવાજ તો—પરમ
સ્થાન સુદર થાયે ધ્યાન, શ્રદ્ધાળુના આઝ તો,
લોટેશ્વર નામ શુભ, ભીતર અવાજ તો—પરમ
લોટિ દેવ માગુ સેવ, તત્વજ્ઞાનનુ સાજ તો,
સ્વ સ્વરૂપ રૂપ અરૂપ, દેવ જાચું આજ તો—પરમ
સવત્ત ઓગણી નેવુ સાલ, સુદ ચૈત્ર નિર્ધાર તો,
દર્શન અર્ચન કરી વિનવું, વિભુ વારવાર તો—પરમ
નાથ હાથ આવ્યો હવે, મુકુ ન લગાર તો,
ભક્તિ મુક્તિ માગુ હુ, સદા ત્રિપુરાર તો—પરમ
કાલિદાસ રાખે આશ, આપ અવિનાશ તો,
રેજો પાસ હૃદય વાસ, મટે જન્મ મર્ણ ત્રાસ તો—પરમ

## શ્રી ભુતેશ્વર મહાદેવની સ્તુતિ.

( આ પવિત્ર સ્થળ પાટણ પાસે ચાર માઇલ પર આવેલુ છે )

પદ ૨૫૨

જય ભુતનાથ આજ ઝાલો હાથ મારો,
ત્રિલોચન તાત વાત આજ તો સ્વિકારો—જય
અરણ્યમાહી સ્થાન આપ, જાપ થાય મારો
નાગદેવનુ સ્થાન છે, જે આપને છે પ્યારો—જય
તછ વિવેક એક ઠો અમલદાર આવ્યો,
ગરમ નાખ્યુ વારી ત્યા ઘાતકી એ કાંપ્યો—જય

## श्री रामेश्वर महादेवनी स्तुति.

( દક્ષિણમાં સ. ૧૯૮૭ ના મહા વદ ૧૪ મહા શિવરાત્રી )

પદ ૫૫ ( ધુનણા ૭૬ )

જય રામેશ્વરા, જય ઈશ્વરા;
શિવ શરણે તારા, શિવ શરણે તારા;
આવ્યો શરણ આજ, ગાવું ગુણ પ્યારા—ટેક૦
છે સ્થાન અતિ વિશાળ, શંભુ દયાળ;
ચરણમાં તારા, ચરણાં તારા, રઘુપતિ માન્ય હરો
અઘમારા—જય

કરતાં સ્નાન તિર્થ ચોવિસ, નમાવું શિષ;
બ્રહ્મ હત્યાદિ ભાગે, બ્રહ્મ હત્યાદિ ભાગે,
કરતાં અમૃત પાન; બ્રહ્મજ્યોત જાગે—જય
ઘુ ઘુ કરતો સાગર, વહે એ અપાર. મધુર તે લાગે.
મધુર તે લાગે, હોય સદગુરૂની સાન, વૃત્તિ વૈરાગે—જય
કરતાં દર્શન આજ, ભિતર અવાજ, નિજ નામ ત્યાં બોલે;
નિજ નામ ત્યાં બોલે, તવ કૃપા એ ભિતર કોઇ ખોલે—જય
ન માગુ રાજને કાજ, રિદ્ધિ શિદ્ધિ મહારાજ દાઝ કંઇ જાણો.
દાઝ કંઇ જાણો, કરાવી આત્મ ભાન, સ્વરૂપમાં તાણો—જય
સીતા પતિ શ્રી રામ, કર્યો મુકામ, લંકા માંહી જાવા.
લંકા માંહી જાવા, કર્યું સ્થાપન આપ, રાવણ સંહારવા—જય
[illegible]રણ છે વિશ્રામ, રે'જો પાસ, દાસ તમારો જાણી.
[illegible]સ તમારો જાણી, કાલિદાસ શરણે આપ, સદા શુલ પાણી-જય

## શ્રી નિલકંઠેશ્વર સ્તુતિ.

આ જગ્યા અમદાવાદ પાસે અસારવામાં છે.

પદ ૨૫૬ ( રાગ–અહો જગપતિ )

શ્રી નિલકંઠેશ્વરા, અખંડ ઇશ્વરા;
વંદુ તમને આજ રાજ, શ્રી મહેશ્વરા—ટેક૦
ગામ અસારવા મધ્ય બિરાજ્યા શ્રી તપેશ્વરા;
ભલું ભવ્ય વિશાળ સ્થાન, શ્રી યોગેશ્વરા—શ્રી
પુરાતન પવિત્ર સ્થળ છે, દિવ્ય ચમત્કારા;
સંત મહંત થયા ઘણા, વસે હજુએ અપારા—શ્રી
ભલો અખાડો તે કેવાય, વિનવું દેવેશ્વરા;
જામી મેદની માનવની, આવે દર્શને હજારા—શ્રી
ઉમીયા માતાનું સ્થાન આવ્યું, સેવે ચર્ણ માત તારા;
નાનું પણ સુંદર સ્થાન, વસે ત્યાગી બાવા સારા—શ્રી
માનવ મેળો રૂડો ભરાયો, બહુ પુષ્પોના હારા;
ઓમ ઓમ્ કહે સૌ જન, હર હર દેવ મારા—શ્રી
પ્રેમ પ્રસાદ મહંતજી આપે, પ્રભુ તમને પ્યારા;
માતૃ ભવાનીની વાવ જોઉં, રાખો નહિં ન્યારા—શ્રી
શ્રાવણ વદી અમાસ છે, વળી વાર બુધવારા;
આપ દર્શને દુઃખ વિસર્યું, હર્યાં સંકટ મારા—શ્રી
સંવત ઓગણી પંચાણું સાલ, કીધાં દર્શન તારા;
કવિદાસની વિનંતી એ જ્ઞાન ભક્તિની વહે ધારા—શ્રી

## श्री जाळेश्वर महादेवनी स्तुति.

( આ પવિત્ર પુરાણું સ્થળ પાટણ (ઉ ગુજરાત) પાસે ચાર માઈલ દૂર છે)

પદ ૨૫૭ ( રાગ-કલ્યાણ, અહો જગપતિનો )

શ્રી જાળેશ્વરા, અખંડ ઈશ્વરાઃ
ચરણ શરણ હું આવ્યો આજ, શ્રી પ્રમેશ્વરા-ટેક૦
યોગિના પણ યોગિ આપ, યોગ યોગેશ્વરાઃ
સદા સમાધિમાં આપ બિરાજો. શ્રી મહેશ્વરા-શ્રી
પ્રેમ પયથી સ્નાન કરાવું, જ્ઞાન ગંગે ધારા;
કેશર કિર્તન કરૂં અર્ચા શ્રી પ્રાણેશ્વરા-શ્રી
પગ પ્રેમના પુષ્પ ચઢાવું, તજું આગ પારાઃ
પ્રેમ બિલિપત્ર ચઢાવું, બ્રહ્મગુરૂ પ્યારા-શ્રી
બ્રહ્મજ્ઞાનનો દીપક પ્રગટાવુ, જાણે જાણુન હારાઃ
અગમ જ્યોતિની કરૂં હું આરતી, હરહર ઓમકારા-શ્રી
રોમરોમ ઘંટનાદ વગાડું, સમજે સત સારા;
ભક્તિ શંખથી રીઝવુ તમને, ભાવનથી ભારા-શ્રી
નૈવેદ્યમાં નિજ નામ ચઢાવુ, શિવ શિવ સુખકારાઃ
હર હર મહાદેવ ધૂન મચાવું, જય શંભુ ભોળા-શ્રી
અંતર મનર જપું સદા હું, એ અભિષેક તારા;
કર્મ કાંડ કંઈ નવ જાણુ, શ્રી સ્વયંભુ મારા-શ્રી
સંવત ઓગણીસે સત્યાશી, શ્રાવણ સુખકારા;
સુદ ચતુર્થીયે કરૂં વિનંતિ. વાર છે સોમવારા-શ્રી

કાલિદાસને પુર્ણ ભરોંસો, રહેશો નહી ન્યારા;
મહા પાપીને તારો તમે, એ મનોરથ મારા—શ્રી

## ईश्वरमति सत्य निवेदन.

પદ ૨૫૮ (રાગ—કબીરજીની સાખીયોનો ભજન)

વિનંતિ કરૂં વિઠ્ઠલ એક, સ્વિકારો આ સમે;
ભુલ્યો વિનયને વિવેક, હવે બીજુ ના ગમે. ૧
અધિકો કીધો અનાચાર, વૃત્તિ ચોદિશ ભમે;
કૃપા કરો હે કિરતાર, વૃત્તિ સ્વરૂપે સમે. ૨
કીધો માયા સાથે પ્યાર, દશા થઇ મારી ભુંડી;
હવે ક્ષમા માગું મોરાર, સુધારો કરણી કુડી ૩
પતંગ પડે દીપની માંહ્ય, તેમ મોહ્યો માયા સાથમાં;
મોહન મોટી તમારી મ્હાય, આવો હરિ હાથમાં ૪
ભક્તિ ભ્રષ્ટ થયો મારા નાથ, વિષયાંધ થઈ ભટકયો;
સદગુરૂએ આવી ઝાલ્યો હાથ, તૂર્ત ત્યાંથી છટકયો ૫
મંદ બુદ્ધિ મારી હે તાત, ઉગારો હવે દાસને;
હૃદયની સાચી કીધી વાત, મટાડો યમ ત્રાસને. ૬
વિશ્વામિત્ર સમ મહામુન્ય, સાચા હઠ યોગિ તે;
નારદ રૂષિને આપની પુન્ય, થયા ભોગી પળમાં તે. ૭
ઇંદ્ર સરીખો પણ દેવ, મોહ્યો ગૈતમ નારમાં;
સ્વર્ગના રાય એ તતખેવ, અંધ થયો માયા પ્યારમાં. ૮
તમે તાર્યો અજામીલ જન, ગુણીકા નાર ખરી;
પામ્યાં વૈકુંઠ ભૌવન, નામ સ્મર્ણે ગયા તરી ૯

બિલ્વમંગળ ઉર્ફે સુરદાસ, મોહ્યા માયા સંગમાં;
રાત દિવસ વિષયની પ્યાસ. રહ્યા સૃંગાર રંગમાં. ૧૦
ગુણીયલ મળી ગુણીકા નાર, કૃપા કીધી ખરી;
બાંહ્ય ગ્રહી તમે કિરતાર, કિર્તન કરી ગયાં તરી. ૧૧
કવિશ્વર તુળશીદાસ, વિષયમાં ઘેલા બન્યા;
નિજ પત્નિએ ઉપદેશ્યા ખાસ, મહાત્મા આજે ,,. ૧૨
જેસલ જાડેજો જગનો ચોર, તોરલ પર પ્રિતી ઘણી;
અનેક કીધા અનાચાર, અતિકુડી તેની કરણી ૧૩
ભર દરીયે ડુબે તેનુ નાવ. તોફાને ચડ્યું અતિઃ
હવે ઉગારો દીનાનાથ, એમ બોલે જેમલ મંદમતિ. ૧૪
તેને પણ તમે તાર્યો કિરતાર, પીર કે'વાયો એ જગમાંઃ
સત્સંગનો એ પરતાપ, ઝીલ્યો પ્રભ રંગમાં ૧૫
એમાંનો હરિ હું એક. વાત કહું છુ સાચી;
રહે શુદ્ધ હૃદય તમમાં ટેક, સદા આપને રાચી ૧૬
મારે માત તાતને તમે ભ્રાત, અવર મગું ન કોઈ;
બીજા મવે' કહેવાના માત્ર, ઠર્યો જગ મવે' જોઈ ૧૭
કીધી કૃપા એવા અનેકને, સાધ્ય કીધી હરી;
પછી ગ્રહિ રહ્યા મદ ટેકને, સ્વરૂપે વૃત્તિ ખરી. ૧૮
મોટો મને કાળનો ભય, નિર્ભય હવે કોણ કરેઃ
કરો પંચ વિષય પરાજય, દાસ મો'જે તરે. ૧૯
ક્ષમા કરો હવે દયાળ, હાથ ગ્રહો આસમેં;
કાલિદાસની લ્યો સંભાળ, સદા સત્સંગ ગમે. ૨૦

## प्रभुः मारी लाज तारे हाथ.

પદ ૨૫૯ (રાગ-વિસરૂં નહિ પ્રભુનામ)

કેમ રે'શે લાજ, ઓ પ્રભુ મારી કેમ રે'શે લાજ–ટેક૦
મે'ર કરો જો મોહન તમે, તો સુધરે સૌ કાજ–ઓ.
લેણદાર સૌ ઉભા આંગણે, બહુ વધે છે વ્યાજ–ઓ.
હાથનાં કર્યાં હૈયે વાગ્યાં, એ સૌ પ્રારબ્ધના આંક–ઓ.
મોહ મમતામાં ભુલ્યો હું તને, હવે બન્યો હું રાંક–ઓ.
પામરને મન થાય હસવું, જેને અંતર છે આગી દાઝ–ઓ.
કાગ દ્રષ્ટિની કાગ દ્રષ્ટિ સદા, જેનો બહુ સાજ–ઓ.
પ્રકટ દોષ કઈ હું મારો, તોયે ભાવ ના બદલે સમાજ–ઓ.
કાલિદાસના સ્વામી સદ્ય પધારો. મહેર કરો મહારાજ–ઓ.

## हरि तारे शरणे.

પદ ૨૬૦ (થાળપો)

હરિ મને બહુ વિચારો થાય, આવી પ્રભુજી કરો સાહ્ય–ટેક
મોટો આશરો મોહન તમારો, આવીને પકડો બાંહ્ય;
પૈસા વિના પુરો પીડાઉં, ચિત મારૂં મુઝાય–હરિ
સગાં સૌ સુખી પણ, મદદ કરે ના કાંય;
પળ પળ જરૂર જરની પડતી, રાખવી આબરૂં આંય–હરિ
કરી કરણી ભોગવું પ્રભુ, એમાં જુઠું નથી જરાય;
મોહ માયામાં મોજ બહુ માની, મન મારૂ હવે પસ્તાય–હરિ
દીન દયાળું હરિ નાથ તમે, શીતળ તમારી છાંય;
કાલિદાસનાં સ્વામી કૃપા કરો, સદ્ય પધારો આંય–હરિ

## ईश स्तुति.

પદ ૨૬૧ ( રાગ—પ્રભુ તોરો કોણુ જાણે મહિમા )

હરિ રામ હરિ રામ હરિ રામા,
ભક્તોની ભક્તિ જોઇ ઉભા છો સામા—ટેક૦
નિસ્પૃહી નાથ નિરંજન, ગુણીયલ નિર્ગુણાત્મા:
ચૌદ ભોવનમાં ચેતન સ્વરૂપે, પુરણ પરમાત્મા—હરી
પામર જનની આશ ન રાખુ, આનંદ રૂપ હૃદયાત્મા;
નિજ નામનું ચાખું અમૃત, શિવ શાંતાત્મા—હરી
જપ તપ યોગ હું ન જાણું, સત્ય વદુ છું શ્યામા;
કાલિદાસને વિશ્વાસ તમારો, શું કરે દુરાત્મા—હરી

### श्री नाथने अभ्यर्थना.

પદ ૨૬૨ (લલીતછંદ)

કડક શું થયા નાથ આ સમે;
ખડગ લ્યો હરિ તેહ ના ગમે.
પરમ આપના, વિણુ ના ગમે;
અસલ રૂપમાં ચિત્તતો ભમે.
રટણુ આપનું, રોમમાં રમે.
જગત વાસના વિઠ્ઠલા સમે;
અંતર વેદના, જાણુતા તમે,
હૃદય પ્રેમ છે, કાલિદાસને

## प्रभु साथे साची लगनी.

પદ ૨૬૩ (રાગ-દેવળ જુનું થયુ રે)

નહી રે મુકુ રે વાલા નહી રે મુકું;
પૂર્વની પ્રિતો વાલા નહી રે મુકું.
અજ્ઞાન અંધકારમાંથી હવે હું જાગ્યો રે;
સેવા સ્મરણમાં ચિત મારૂં રે. નહી રે
સંત સમાગમ મને લાગે બહુ પ્યારો રે;
આવ્યો અવસર હું કેમ ચુકું રે. નહી રે
ભક્તિ વિના જ્ઞાન શું કામનું રે;
દુધ વિના ભોજન જ્યમ લુખુ રે. નહી રે
કાલિદાસના સ્વામી કૃષ્ણ કૃપાળું રે;
પ્રેમ મગન થઈ તારામાં ઝુકું રે. નહી રે

## जगतनी साची बाजी कनैयो.

પદ ૨૬૪ (કવાલી)

કનૈયા હાથ બાજી તારા;
બીજા સૌ ઝખ મારે છે
પાળક અને તારક;
જગતનો તુજ કહાવે છે
ગરીબને તવંગર;
તવંગરને ગરીબ બનાવે છે
મોટર ગાડીમાં ફરતા;
તેને તું ભીખ મંગાવે છે.

ગુમાનીની ગુમાનતા;
પલકમાં તું ઉતારે છે.
લક્ષ્મીમાં અંધ બનેલાને.
ખરે તું ફ્નાવે છે
લક્ષ્મીની સત્તા ધારીની સત્તા.
અરે તું મુંકાવે છે
કે' કાલિદાસ બાજી તારી;
તું હસાવે તું રડાવે છે.

## कुळ देवीने विनंति.

( લેખકે પોતાને ત્યાં ગોર પ્રસંગે ન્યાત કરી ત્યારે આ ભજન લખ્યું
અને નિર્વિઘ્ને કાર્ય પાર પડયું સં ૧૯૮૯ ના જેઠ વદ ૫ )

પદ ૨૬૫ (રાગ—નહી રે મુકુંરે વાલા )

તું છે ખરી રે તું છે ખરી;
બ્રહ્માણી દેવી તુ છે ખરી.
ચરણ શરણ માતા બાઇ તારુ રે,
ગોત્રજ આશ તારી ખરી રે બ્રહ્માણ
નિર્ગુણ સિર્ગુણ વ્યાપક તુ રે,
જોગી જતીને સેવે બ્રહ્મચારી રે બ્રહ્માણ
પૂજા અર્ચન ને સેવા હું ન જાણું રે;
તમ કૃપાએ મેતો હામ ધરી રે બ્રહ્માણ
કુળો દ્વારક કુળદેવી અમારી રે,

વ્યવહારની ગમ ના મુજને જરી રે બ્રહ્માણી
લજ્યા રાખજે હવે માત માહરી રે,
આરે હૃદયની અરજ સ્વિકારી રે. બ્રહ્માણી
કાલિદાસને આશરો છે મા તારો રે;
સાચી સગાઇ દેવી તમ ખરી રે બ્રહ્માણી.

## प्रभुने अरज.

પદ ૨૬૬ (ચાબખો)

મને વિચારો બહુ થાય:
કરો કૃપા હવે જગરાય. ટેક
સગાં સૌ દુશ્મન થયાં મનડું બહુ અકળાય;
નિર્ધનની વાત કોઇ ન સુણે, દેખી દૂર પળાય. મને.
સ્નેહ સાચો નિજ પત્નિનો, હવે મને જણાય;
સુખ દુઃખમાં કામ એ આવે, ભોળી ભામા ગણાય. મને.
વિષય વાસનાએ દાટજ વાળ્યો, અવિવેકી મન અથડાય,
કર સાહ્ય હવે પાર ઉતારો, વિનવું રણછોડ રાય. મને.
કાળ આવીને ઉભો રંગે, જવાબ શું આપીશ આંય;
કહે કાલિદાસ દેજો દર્શન, મોટી તમારી સાહ્ય. મને.

## प्रभु मेरी विनती स्विकारो

પદ ૨૬૭ (રાગ બીહાગ)

નહીં સુઝત પ્રભુ કછુ;
બીધ બીધ આવત વિચાર. ટેક.

મન મેરા ફીરત ચહું દીશ,
કૃપા કરો અબ કિરતાર. નહી
ગરીબ નિવાજ ગોવિંદ તુમહો;
તુમ દયાનીધિ મોરાર. નહી
જગતનકે જન સબ ધનકો ચાહે;
સગા સંબંધી સબ સંસાર. નહી
કાલિદાસ કે સ્વામી કીજે અબ કૃપા;
દુખમે તુમ તારણહાર. નહી

## योगाभ्यासमां नडता पडरीपुने दूर करवा इष्ट विज्ञप्ति

પદ ૨૬૯ (રાગ ભમ્યો મન ભમરા તુ કયાં ભમ્યો.)

વાલા વારે ચડજો માહરી: મારા પ્રાણ આધાર;
કૃપા કરો આ રંકને, વિનવું વારંવાર ટેક.
ષડરિપુ તે કષ્ટ આપતા, અતિ ત્રિગુણ તોફાન;
અવિદ્યા હથીયાર હાથમાં, લેવા આવ્યો પ્રાણ. વાલા.
વિચાર વંટોળીએ ચડયો, ફેરવે સપ્ત પાતાળ;
ચઢાવે દેવ લોકમાં, પછાડે અવની મોઝાર. વાલા.
ધ્યાન ધારણા સૂઝે નહી, ભુલાવે ભકિતને જ્ઞાન:
આસન મારીને બેસતાં, કરે અરવે હેરાન. વાલા.
ઇચ્છા નથી ઇંદ્ર લોકની. નથી વૈકુંઠની આશ;
સદા રહુ તવ સ્વરૂપમાં, એ યાચું અવિનાશ. વાલા.
તેમા પાળી પ્રહ્લાદની, પૂરો સ્થંભમા વાસ,

હુંડી સ્વિકારી નરસૈયાની, થયો આત્મ પ્રકાશ. વાલા.
મીરાંબાઇને મળીઆ, જ્યોતી સ્વરૂપે દયાળ;
જ્ઞાનદેવ તુકારામને, કરી કૃપા તત્કાળ. વાલા.
નામદેવ રામદાસને, આપ્યું આત્મજ્ઞાન;
ગીતા સમજાવી અર્જુનને, ઓદ્ધવને યોગ ધ્યાન. વાલા.
એવા અનેકને તારીયા, પુરણ જેણે વિશ્વાસ;
એ ભરોંસે વળગી રહો, મટે ચોરાશી ત્રાસ. વાલા.
પુરણ પરમાર્થી આપ છો, હરિ સંત સ્વરૂપ;
કૃપા કરો કાલિદાસને, મટે શીતને ધૂપ. વાલા.

## प्रभुके पास कुकर्मोंकी क्षमा याचना.

પદ ૨૬૬ (રાગ-નાથ કૈસે ગજકો બંધ છુડાયો, બીભાગમાં પણ ગવાશે.)

કૌન ગતિ હમારી હમારી,
ઓ નાથ કૌન ગતિ હમારી. ટેક.
બહુત પાપી મહા અધર્મી,
બહુત હું મેં અનાચારી ઓ.
પંચ વિષયમેં ભયો મસ્ગુલ;
બહુત હું દુરાચારી. ઓ.
ચોરી જારીકી નહીં સીમા,
હોત પસ્તાવા અબ ભારી. ઓ.
મહાન દુર્ગુણી મેં બડભાગી:
ભ્રષ્ટ ભયો ભક્તિ સેં મુરારી ઓ.

સત્ય તજકર માળા ઝુઠકી ગ્રહી;
મન મેરા ભયા વિકારી. એ
મહા મનુષ્ય જન્મ કહાવે;
નિજ સ્વરૂપ દિયા વિસારી. એ
અબ વૈરાગ્યસે વિનતી હમારી,
શરણમેં લીજે ગિરિધારી એ
કાલિદાસ પ્રભુ તેરે ચરણોં મેં.
ભવસાગર મેં દેના ઉગારી. એ

## प्रभु अगाडी पापनो पस्तावो.

પદ ૨૭૦ (ભજન)

મુજ સમ કોણ કુટિલ કામી;
દયા કરો હે વિશ્વના સ્વામી. ટેક.
ભકિત જ્ઞાન મુકયાં વીસારી,
ત્રિયાના મોહમાં વૃત્તિ જામી. મુજ
જ્ઞાન ધ્યાન સત્સંગને તજી;
મૂરખ મન બન્યું હરામી મુજ.
દયા કરી હવે દાસને લ્યો ઉગારી;
અધમ ઉદ્ધારણ હે અંતર્યામી મુજ.
કાલિદાસની વિનતી લ્યો સ્વિકારી;
બાંહ્ય ગ્રહો બળવંત બહુનામી મુજ.

## प्रभु अगाडी साचा सगपणनी याद.

### પદ ૨૭૧ ( રાગ–ઓધવજીનો ગરબી )

ઓ શામળીયા સગપણ તમારૂં કેમ વિસરે:
માત ઉદરમાં રક્ષણ કીધું નવ માસજો,
જન્મયા પહેલા જુકિત કરી નાથજી;
માત સ્તનમા મુકયું પય ખાસજો. ઓ

અમૃત કુંપો મુકયો વાલા પ્રિતથી;
જમણા હસ્તનો અંગુષ્ટ ચુશે બાળજો,
સર્પ વીંછુ પકડતા તે ડરતો નથી;
કરે સ્પર્શ કરડે ના લગારજો. ઓ

ભલી ભાતથી પોષણ કરતા નાથજી;
જીવ માત્રના તમે છો શિરતાજ જો,
અપંગનું પણ રક્ષણ કરતા તાતજી;
તરછોડો નહિ તમે તેને મહારાજજો ઓ

સાચી સગાઇ વાલા એક આપની;
જગતની હવે કેમ રાખું આશજો,
સ્વાર્થી સગાં તે મારે શું કામનાં;
તમ સ્વરુપ યાચે કાલિદાસજો ઓ



## त्रिकम ताळी.

પદ ૨૭૨ (ગરબી)

તાળી લાગી ત્રિકમ તારા નામની રે;
તે જાણો છો દીનાનાથ-ટેક૦
લાગણી નથી સંસારના કામની રે;
ઝાલ્યો સદગુરૂએ હાથ-તાળી
ભૂલી ભટકયો વાલા બહુ દીનથી રે;
હવે શરણે આવ્યો છું નાથ-તાળી
શ્વાસા સ્મરણ માળા મારે કામની રે;
જપું સદગુરૂ મંત્ર દીનરાત-તાળી
કોણ ઉગારે ચોરાશીની ખાણથી રે;
તમ વિણ હવે ઘનશ્યામ-તાળી
કોઈ બચ્યા ન કાળના મુખથી રે;
દેવ દેવી એ તમામ-તાળી
દેવ દેવીની શિદ્ધિ શું કામની રે;
કોઇ આવે નહી અંતકાળ-તાળી
કરે ભક્તિ સરવ આપની રે;
નિજ ભક્તોની લ્યો સંભાળ-તાળી
કાળી મહાકાળી રિદ્ધિના રૂપથી રે;
શિદ્ધિ સ્વરૂપે સેવે દયાળ-તાળી
બાવન વિરને ચોસઠ જોગણી રે;
સર્વે તમ ચરણની માંહ્ય-તાળી

કાળ કંપે છે આપના જાપથી રે,
મમ કરજોડી માગે સાહ્ય-તાળી
શિવ સકાદિક બ્રહ્મા ભાવથી રે;
વેદ સુદ્ધાં બોલે જયજય-તાળી
કાલિદાસ નિર્ભય તમ નામથી રે;
કરજો વૃત્તિ સ્વરૂપમાં લય-તાળી

## प्रभुने अंत प्रार्थना.

પદ ૨૭૩ ( રાગ-પ્રભાત )

પ્રાણ જીવન હે પ્રભુ, ના મુકશો વિસારી;
મમ હૃદય વાસ, માગું ગિરધારી-ટેક૦
શ્યામ છબી મનોહર મૂર્તિ, અંતે ઝાંખી તમારી;
કોટી અપરાધ ક્ષમા કરજો, બિરદ નિવારણ હે હરિ-પ્રાણ
અધમોધ્ધારણ નાથ તમે, ભકતના હેત કારી;
કાલિદાસના સ્વામી શામળા. રે' તવ ચરણે વૃત્તિ મારી-પ્રાણ

## प्रभुने साची विनंती.

પદ ૨૭૪ ( ધનાશ્રી )

પુરણ છું પાપી, પ્રભુજી મારા પુરણ છુ પાપી-ટેક૦
કૃપા કરો આ રંક ઉપર, સદબુદ્ધિને સ્થાપી-પ્રભુજી
દુષ્ટ કૃત્યોનો હું છું ભરીયો, હવે શરણે લ્યો અમાપી-,,
કાલિદાસના સ્વામી કૃષ્ણ કોડામણ, નિજ અંતર જાણો વિશ્વવ્યાપી

## मोहनने विज्ञप्ति.

પદ ૨૭૫ ( રાગ-સદર )

શું થાશે મારૂં, એ મોહનજી શું થાશે મારૂ-ટેક
માત ગયા અને પિતા ગયા, નહી આ જગમાં કો' મારૂ-એ
સંસાર આ સરવ સ્વાર્થિ, સાચુ સગપણ એક તારુ-એ
અનીતિ કરી ધન પેદા કરવુ, સૌ સમજે તેને સારૂ-એ
કાલિદાસના સ્વામી આવો આ સમે, દાસની જાય ન આબરૂ-એ

## राधेश्याम धून.

પદ ૨૭૬ ( ધુન )

જય રાધેશ્યામ જય રાધેશ્યામ,
પરિબ્રહ્મ પૂરણ કામ-ટેક૦
જ્યાં જોવું ત્યાં સઘળે દીસો, ઠાલો નહિ ઠામ-જય
તનું મંદિરમાં ત્રિકમ બિરાજે, વાલા જપું તમ નામ-જય
ત્રિગુણાતિત નિત્ય નિરંજન, વ્યાપક તમારૂં ધામ-જય
રોમ રોમ રટું મોહન તમને, કાલિદાસના છો વિશ્રામ-જય

## आत्म प्रार्थना.

પદ ૨૭૭ (રાગ-ઓધવજી સદેશો કહેજો શ્યામને)

કરુણા નિધિ હાથ મારો મુકશો નહિ;
પ્રભુ તમારો મોટો છે પ્રતાપજો,
સાક્ષીવત સરવના છો આત્મા;
જાપજો-કરૂણા નિધિ

ત્રીગુણાતિત તમે છો ત્રિકમા;
નિજ જનોને આપનો વિશ્રામજો,
ભાવ્યાના સેરૂ છો ભગવાન તમે;
વદે છે શાસ્ત્ર સૌ તમામ જો–કરુણા નિધિ

હૃદય નાદ જાણો તમે રામજી;
નિજ અંતરના સાચા જે વિચારજો,
પળપળ દર્શન આપજો શ્રી હરિ;
પ્રગટ આ હૃદય મોઝારજો–કરુણા નિધિ

અંત સમયના બેલી બળવંતા;
ગીતામાં ગોવિંદ કરો છે પોકારજો,
તેરે આધારે વાલા વળગી રહ્યો;
દ્રઢ વિશ્વાસ તમારો કિરતારજો–કરૂણા નિધિ

નાદ ધ્વની રોમ રોમ આપનો;
શ્યામ સંભળાય તે સદા કાળજો,
અષ્ટ પ્રહર આનંદમાં ફરૂં ઇશ્વરા;
દીનબંધુ છો દીન દયાળજો–કરુણા નિધિ

મોહન મોટો આશરો મને આપનો;
અંત સમયના બેલી તમે કૃપાળજો,
અવસાન સમયે શ્યામ વેલા આવજો;
કાલિદાસની કેશવ લેજો સંભાળજો–કરૂણા નિધિ

## ह्रदय पधारवा ईष्टने विनंती.

પદ ૨૭૮ ( રાગ-પ્રભાત )

પ્રેમ થકી પ્રભુ હૃદય પધારો;
શીદને વાર લગાડોજી
દીન બાળકની વિનતી સ્વિકારો;
મોહ નિદ્રાથી જગાડોજી
વિઠ્ઠલ ગીતા વચન વિચારો;
મોહ માયા ભગાડોજી.
ભગવંત ભરોંસો પુરણ તમારો,
નિજ સ્વરૂપે રમાડોજી.
કાલિદાસને આપ આસરો,
કાલ્યુ નહિ ભગાડોજી

## व्हालानी शोध.

પદ ૨૭૯ ( રાગ-ગરબી )

સખી કાનાને કયા શોધે, કાનો પરાપાર રે;
મળે મોહન ચિત નિરોધે, કર તત્વ વિચાર રે.
સખી બાવનથી વળી બાર, કહે વેદ ચાર રે;
શ્રુતિ સ્મૃતિ ઉપનિષદ, સમજો સાર રે
સખી બીન અનહદ અમૃત, વિજળી ચમકે રે,
મહેર પરમાનન્દ [illegible]ગી નાચે ઠમકે રે

સખી લીલા કહી ના જાય, સુખ વૈકુંઠથી અધીક રે;
મહાનંદ જ્યાં સદાય, ન કોઇની બીક રે.
સખી જમનાજીને તીર, મોરલી બજાવે રે;
એ વાત મહા ગંભીર, સંત સમજાવે રે.
સખી વ્રજ વિહારી રાસ, જોવો મુશ્કેલ રે;
હોય કૃપા કેશવની ખાસ, તો એ સ્હેલ રે.
સખી ચંદ્ર સુરજ સ્થિર, ઉભા કરજોડી રે;
પામે ભક્ત એવા ભગવાન, માયાના બંધ તોડી રે.
સખી ભાવે કે' કાલિદાસ, સાચી દીવાળી રે;
મટે જન્મ મરણ ત્રાસ, નિર્ખો વનમાળી રે.

## સાચી ભક્તિ કેવી હોય ?

પદ ૨૮૦ ( નગ-સદર )

સખી સ્યામસુંદર મોરલી, અંતરમાં વાગે રે;
અનુભવીને તેનો ભાસ, મીઠડી લાગે રે. ૧
સખી વિવિધ કેશ નાદ, વાજાં ત્યાં વાગે રે;
મોહ મમતાને માયા, ત્યાંથી ભાગે રે. ૨
સખી અષ્ટ પ્રહર આનંદ, દેવ સુખ માગે રે;
પામવા પરમાનંદ અંતરથી ત્યાગે રે. ૩
સખી કાળ પણ કંપે, કૃષ્ણના નામથી રે;
પમ ભક્ત દર્શન કાજ, આવે યમ ધામથી રે ૪
સખી હોય અજપા જાપ, સુખ વૈકુંઠથી ભારે રે;
ત્યાં નહિ ત્રિવિધ તાપ, પડી વેદના વિસારે રે. ૫

સખી હોય સદ્દગુરૂ કેરી ગમ. સુખ એવું પામે રે;
ભક્તિ હૃદયની . સાચી, વૃત્તિ વિરામે રે. ૬
સખી વિકટ છે એ પંથ, ગુરુગમથી સમજાશે રે;
મળે રાધાનો કંથ, દુઃખ સૌ જાશે રે ૭
સખી સાગર ને ફીણ, જુદાં ના ભાસે રે;
જ્યારે થશે તેવુ જ્ઞાન, પ્રભુ છે પાસે રે. ૮
સખી ભાવે કે' કાલિદાસ, તત્વ વિચારે રે;
મળ્યા ત્રિકમ સદ્દગુરૂ ખાસ, ભક્તિ ખાંડાની ધારે રે. ૯

## प्रभु प्रेम भक्ति.

### પદ ૨૮૬ (સદર)

પ્રભુ મારા પ્રાણ આધાર, વે'લા પધારો રે;
શામળીયા સર્જનહાર, વાત વિચારો રે.
હરિ નોંધારાના આધાર, ભરોસો તમારો રે;
કહેવું પડે ન કિરતાર, કરૂં હું લવારો રે.
ત્રિકમ છો તારણહાર, લાગે સંસાર સૌ ખારો રે;
વિષય વેલ એ નિર્ધાર, અનુભવ મારો રે.
વિનવું વિઠ્ઠલ વારવા, ત્રિકમજી મને તારો રે;
તમો સંતોના સીરદાર, આત્મા અમારો રે
પાતળિયા છો પૂરણ કામ. પાલવ ગ્રહ્યો તમારો રે;
અંતરમાંથી ખમફ્યો ન શ્યામ, રાખશો ન ન્યારો રે.
મારે સર્વસ્વ તમે શ્યામ, મળધ તમ સારો રે;
કહેવાના તમામ, આપ આવી ઉગારો રે.

નથી તમથી અજાણ્યું નાથ, ઘટઘટની જાણો રે;
અંતે માગુ તમારો સાથ, નિજ સ્વરૂપે તાણો રે.
મટે ચોરાશીનો ત્રાસ, કૃપા કેશવ કરો રે;
શરણે આવ્યો કાલિદાસ, સંકટ નિવારો રે.

## आर्तनाद.

પદ ૨૮૨ ( રાગ—સદર )

વાલા વિશ્વતણા વિશ્રામ, વિઠ્ઠલજી મારા રે;
પ્રાણવલ્લભ પુરૂષોત્તમ, રાખું ન ન્યારા રે. ૧
વાલા વિશ્વતણી વેદના, દૂર કરનારા રે;
ભકતાધિન શ્રી ભગવાન, કષ્ટ હરનારા રે. ૨
વાલા તમથી અજાણી ન વાત, અંતર્યામી જાણો રે;
તમે માત પિતાને ભ્રાત, સ્વરૂપમાં તાણો રે ૩
વાલા રાધા સંગે રાસ, અંતરમાં રમતા રે;
જેને પૂર્ણ છે વિશ્વાસ, તે નવ ભમતા રે. ૪
વાલા રટણ તમ દીનરાત, યાચના મારી રે;
ભિક્ષા પુરી કરો હે નાથ, કહુ પોકારી રે. ૫
વાલા સ્વાર્થિયો સંસાર, દુઃખ બહુ ભારી રે;
સૌ મોહે ભર્યો વેવાર, કોણ નર નારી રે. ૬
વાલા વિનંતી મારી છે એજ, લેજો વિચારી રે;
નિજ સ્વરૂપ સુખ ચેન, માગું મોરારી રે. ૭
વાલા નિજ સ્વરુપની આશ, રણછોડરાયા રે;
કાલિદાસને પુર્ણ વિશ્વાસ, સૌમાં સમાયા રે. ૮

## प्रभुने नम्र याचना.

પદ ૨૮૩ (રાગ–સદર)

પ્રભુ મારા પ્રાણાધાર, પ્રેમે પધારો રે;
વ્યાપક વિશ્વાધાર, વાત વિચારો રે.
પ્રભુ પ્રેમનું કરાવો પાન, અંતર આવો રે;
મારા મન તણા સંતાપ, હરિ સમાવો રે.
પ્રભુ આ ઘોર કળિકાળ, શીદને તાવો રે;
લ્યો દાસની સંભાળ, વેલા આવો રે.
પ્રભુ અમાપી છો આપ, માપમાં ન આવો રે;
નિખું તમને નંદલાલ, મોરલી બજાવો રે.
પ્રભુ બન્સી કેરો નાદ, રોમ રોમ સંભળાવો રે;
પંચ વિષય થાય બરબાદ, સ્વરૂપે સમાવો રે.
પ્રભુ બહુ કરે હેરાન, તેણે સંહારો રે;
ત્રિકમ તમે તારણહાર, ભરોસો તમારો રે.
પ્રભુ કેવાનું સૌ કહ્યું, વધુ કેતો નથી રે;
થોડામાં છે સૌ સાર, કહું છું સરવથી રે
પ્રભુ વિનંતી છે મારી એજ, કૃષ્ણ કષ્ટ કાપો રે;
કાલિદાસના સ્વામી રણછોડ, સુખ અવિચળ આપો રે.



## વિઠોબા સ્તુતિ.

(આ પદ દક્ષિણમાં પંઢરપુરમાં અમો યાત્રાએ ગયેલા ત્યાં વિઠોબા ભગવાન સન્મુખ લખ્યું હતું)

પદ ૨૮૪ (રાગ-ટોપીવાળાનાં ટોળાં ઉતર્યાં રે.)

વારી જઉં વિઠ્ઠલ તારા નામને રે,
ચંદ્રભાગા તિર વસ્યા શ્યામ-ટેક૦
કવિત્વ શક્તિ આપી તુકારામને રે;
અરસ પરસ થયા ઘનશ્યામ-વારી૦
ગોરા કુંભારની જાત ન જોઈ રે;
થયા ભક્તને કાજ કુંભાર-વારી૦
વશ થયા તમે નામદેવને રે;
દૂધ પાય દરજી કેરો બાળ-વારી૦
સેના નાપિકનાં કાજ તમે કરીયા રે;
થયા નાયી તમે મારા નાથ-વારી૦
જની બાઈની લાજ તમે રાખી રે;
લોહ શૂળી પિંગળી પુંડરિક નાથ-વારી૦
જ્ઞાનદેવ અને મુક્તા બાઈએ રે;
કર્યું આત્મા રૂપે પૂજન-વારી૦
નામદેવનાં કાર્ય કરીઆ રે;
આપ્યું આત્મજ્ઞાન થઈ શ્વાન-વારી૦
સમર્થ રામદાસને મળીયા રે;
થયો રૂડો તે બ્રહ્મ વિચાર-વારી૦

અનેક ભકતોને આપ મળીયા રે;
સત્ય નામનો લીધો સાર-વારી૦
ભક્ત દામાજીની સાહ્ય કીધી રે;
થયા તેણે કાજ મહાર-વારી૦
વિઠોપંત ને રામાનંદને રે;
તમે સાહ્ય કીધી કિરતાર-વારી૦
એમ જાણીને શરણે આવીયો રે;
રાખો ચરણુ શરણુ મહારાજ-વારી૦
કહે કાલિદાસ આજ આપને રે;
નિજ સ્વરૂપ યાચુ શિરતાજ-વારી૦

## लेखकना शरीर पर एक प्रसंगे आवेल कष्ट-प्रभु स्तुति.

પદ ૨૮૫ [ ભજન ]

મારાં બાલુડાંની સંભાળ;
હરી તમે રાખજો રે-ટેક૦
અવરની આશામાં નિરાશા રે;
સાચા છો તમે રખવાળ-મારાં
હરિજન દુઃખ દેવાને આવ્યા રે;
સાચો તમારો આધાર-મારાં
તેજજ દ્વેષીયો આવીયા રે;
કરવા લાગ્યા પ્રહાર-મારાં

બળનાં બાળ બિલ્લીના ઉગાર્યાં રે;
ચહુ દિશ અગ્નિ વિકાળ-મ
તેવી સ્થિતિ આ સમે મારી રે;
દુશ્મનો આવ્યા અપાર-મા
એરી પ્રચારે જગત ફુટયું રે;
એક કૃપા તમારી કિરતાર-મા
સગા સબંધી કેવા માત્ર રે;
આપ છો રક્ષણ કરનાર-મા
બિરદ નિંવારણ બિરદ વિચારજો રે;
ત્રિકમ છો તારણહાર-મા
તમને સોંપી નિર્ભય થયો હે નાથ રે;
ચિંતા નહિં મને લગાર-મા
અરજ સૂણીને શામળો આવીયા રે;
ગેબી રક્ષણ કિધું નિર્ધાર-માર
કાલિદાસના સ્વામી પધારીયા રે;
શું સમજે નાસ્તિક ગમાર-માર

## हे राम तमारी अजब करामत छे.

પદ ૨૮૬

રામ તારી કરામતનો પાર ન પામું-ટેક૦
જળ ત્યાં સ્થળ સ્થળ ત્યાં જળ;
જોઇ વિસ્મય થાઉં-રામ
રંક રાય રાય રંક બને;

## साची समज.

પદ ૨૯૦ [પ્રભાત]

કૃષ્ણને ગમે જે સમે, તે સમે તેજતો ખરૂ;
ભગવદ ઇચ્છા બલવત્તર, ચિંતા શીદને કરૂં—ટે
લાભ હાણી ના કોઈ હાથ, હૃદયે શ્યામ સ્મરૂં;
મરણ જન્મ પ્રભુ હાથ બાજી, તિત્ર ત્યાગે તરૂ—કૃષ્ણ
નકફટ થવું શીદને હવે, શીદ હું પણાનો બોજો ભરૂં;
સુખ દુઃખ સૌ પૂર્વ સંચિત, ધ્યાન પ્રભુનુ નિત્ય ધરૂં—કૃષ્ણ
જગતને જે દુઃખ ભાસે, સુખ સમજુ તેમાં નરૂં;
અકળ કળા નારાયણની, સ્થુલનો હું મોહ હરૂં—કૃષ્ણ
સત્ય સગા શ્રી હરિ, શાન્તિ એ તેમાં ઠરૂ,
કહે કાલિદાસ નિર્ભય રહી, અવર પડપંચને પર હરૂં—કૃષ્ણ

## साचु स्मरण.

પદ ૨૯૧ [ભજન-ચ-બી]

ધીમાં ધીમાં મૃદગ વાગે,
વાગે મોરલી મારી,
મોહક મોરલી બકતો જાણે;
વગાડે ગિરધારી—ટેક૦
વિષ્ણુને છે વ્હાલી બહુ;
શંભુએ સ્વિકારી,
બ્રહ્માનો ભય ભાગ્યો;

સૌ યોગિની એ પ્યારી-ધીમી
દેહ દેવળમાં આવ્યો આનંદ;
સોલસે સમરે નારી,
અંતરયામીયે કરી કરુંણા;
મારા સદગુરુની બલીહારી-ધીમી
પરાપાર પ્રભુજી મારા;
જમના જળ સુખકારી,
ત્રિવેણીમાં સ્નાન કરૂં;
ગોવિંદ ગૌ ચરાવે સારી-ધીમી
બાળપણાની પ્રિત છે મારે;
કેમ મુકુ મોરારી,
શ્વાસા સ્મરણ પળ ના ચુકુ,
કાલિદાસનઃ સ્વામી ગિરધારી-ધીમી

## પ્રભુને હ્રદય નિમંત્રણ.

પદ ૨૯૨ (ગરબી)

મારે મન મંદીર મોહનજી આવોને;
શીદને શ્યામ સતાવોને-ટેક૦
પ્રેમનાં પાથરણા પ્રભુ હું પાથરીશ;
અગમ માર્ગ બતાવોને-મારે
નીતિ રીતીએ મારૂ આગણું અજવાળીશ;
એમાં આપ સ્વરૂપ સમજાવોને-મારે
ગીતા જ્ઞાનનાં સ્નાન હું કરીશ;

બ્રહ્માનંદ દર્શાવીને-મા

કહે કાલિદાસ તવ ભક્તિમાં મરીશ;

મારા મનોરથ પુરા કરાવોને-મા

## मन मेल मटाडवा मोहन प्रार्थना.

पद २५३ (बिहाग)

મેરે મનકે મેલ મિટાવો;

મોહન મેરે મનકે મેલ મિટાવો—ટેક૦

દીન બંધુ હે દેવ દયાળું;

મેરે મન મંદિરમેં આવો-મેરે

ઉત્તમ અવસર એહી દિપોત્સવી;

આપે આપમાં સમાવો-મેરે

નિત્ય નિરંતર નિર્બંધ નિરંજન;

એહી રૂપ દર્શાવો-મેરે

કહત કાલિદાસ સત્ય વચન;

સત્ય કરકે બતાવો-મેરે

## हृदय टटोलीने हरि स्मरण.

पद २५४ (काफी)

હાટડી હાટડી હાટડી રે, હરિ ઉઘાડો મારી હાટડી-ટેક૦

રંગે રમવાને આવો રસીયાજી, એવું તમારી વાટડી રે-હરિ

મન મંદીરમાં મોજ માણીશું, રાસ રમશું આખી રાતડી રે –

મન મોહન મોહ્યા મેં તમને, સોંપી મેં મારી જાતડી રે –

કાલિદાસના સ્વામી વેગે પધારો, હું હરિદાસ દુઃખની કાતડી રે –

## विरंद निवारण श्याम.

पद २९५ ( ठुमरी )

અબતો બિરદ બિચારો મેરે શ્યામ;
અબતો બિરદ બિચારો મેરે શ્યામ-ટેકo
તુંમ બીન નહિ આધાર કો મેરા;
મેં રટત હું આઠે જામ-અબતો
કૃષ્ણ કૃપાનીધિ દીન દયાળુ,
પરિગ્રહ પુરણ કામ-અબતો
નિત્ય નિરંતર દર્શન દીજે;
હૃદય કમળમેં મેરે રામ-અબતો
પ્રાણ નિકલે જબ ઘટશે;
કહત કાલિદાસ જપું તવ નામ-અબતો

## हृदय प्रार्थना.

પદ २९६

મુજ હૃદયની સૂનીયે રામા;
અબ મુજ હૃદયની સૂનીયે રામા-ટેકo
માતા પિતા શ્રીસ મેરે તુંમ;
સગો સહોદર શ્યામા-અબ
સુખકે સાથી યહ જગકે લોક;
દુઃખમે નાવે કો' કામા-અબ
સંગત સંત સાધુકી;
એકહી તુજ નામા-અબ

કાલિદાસકે સ્વામી કીજે કરુણા;
મુજે લીજે નિજ ધામા—અબ

## महेष स्तुति.

પદ ૨૯૭ ( લાવણી. કાલીંગડાનો )

મંગળકારી મહેષ (૨) ટેક૦
તૂંહી માતા તૂંહી પિતા;
અબ કૃપા કીજે દેવેષ—મંગળ
ન કોઇ યહ જગમે, તુમ બીન મેરો;
કયા કરું કલેષ—મંગળ
યોગ કે દાતા, તુમ ત્રિપુરારી;
અબ મીટાવો કરમકી રેષ—મંગળ
અંતરમાં આવી, અવિનાશ બીરાજો;
આશ ન રાખુ જગતકી લેષ—મંગળ
લક્ષ્મી ન યાચું, પૃથ્વી ન રાચું;
નિર્ભય જાચું દેશ—મંગળ
કહત કાલિદાસ કરો અબ કૃપા;
જ્ઞાનકો પહેરાવો વેશ—મંગળ

## प्रभु प्रेमे मारे मंदिरे पधारो.

પદ ૨૯૮ ( ભજન )

પ્રભુ પ્રેમે મારે મંદિરે પધારો;
મંદિરે પધારો મારે મંદિરે પધારો—ટેક૦

ઘોર પાપ રૂપી કાદવ કીચડ;
તેનો કીધો વિસ્તારો–પ્રભુ
મારા કર્મો સામુ શ્યામ ન જોશો;
હવે કીધો સરવ વિસારો–પ્રભુ
અંતર આવી વાલા દેજો દર્શન;
એજ વિનંતી મારી સ્વિકારો–પ્રભુ
કાલિદાસના સ્વામી રંગ રશીલા;
અંત સમે હોય ના યમ ધસારો–પ્રભુ

## પૂષ્કળ તિર્થની સ્તુતિ.

પદ ૨૯૯ ( સં. ૨૦૦૫–અજમેર )

જય જય પુષ્કળ મ્હારાજા;
તું સર્વે તિર્થનો રાજા–ટેક૦
સૌ તિર્થ તુજમાં સમાણાં;
સૌ શિરોમણિ ભગવાના–પ્રભુ
સ્નાન ધ્યાને પાપ હરે;
રહે ન અહંમ ભાવના–જય
નમું નમું બ્રહ્માજી આપને;
આ સરોવરે ભાવના–પ્રભુ
પૂષ્કળ તલાવ સરોવર;
કમળે થઇ મુજ ભાવના–જય
કરત દર્શન થયો પાવન,
આચમન સ્નાન ધ્યાના–પ્રભુ

આત્મજ્ઞાને થયો વધારો;
આપ મૂર્તિમાં બ્રહ્મ ભાવના—જય
કહે કાલિદાસ સદગુરૂ કૃપાએ;
ભજુ બ્રહ્મ ભગવાના—પ્રભુ
રોમ રોમ રણકાર આપનો;
સમજે યોગિ કો' શાણા—જય

## नंदलाल वेला आवजो.

### પદ ૩૦૦ (ગરબી)

આવજો આવજો આવજો રે;
નંદલાલ અવસરીયે વેલા આવજો—ટેક૦
ક્રોધ થાય મુજ ઘટ ભિતર જ્યારે,
ત્યારે શાન્તિ સખી સંગ લાવજો રે—નંદલાલ
મનનો મેળાપો મોહન મારે;
શુભ સંદેશો સાનમાં કાવજો રે—નંદલાલ
ત્રિગુણી માયા ત્રિકમ તમારી;
તેણે વાલા ભૂલાવજો રે—નંદલાલ
કાલિદાસના સ્વામી રંગ રશીલા,
મારાં હૈડાં જ્ઞાને રંગાવજો રે—નંદલાલ

## भज राधा रमण.

પદ ૩૦૧ ( ધુન-ગરબી )

રાધા રમણુ ભજ રાધા રમણુ;
ભજ રાધા રમણુ-ટેક૦
સદગુરુ સાને સમરતાં તેણે;
મટે જન્મ મરણુ-ભજ
શ્વાન ઉશ્વાસે સ્મરતાં તેણે;
રામ રામ થાય રટણુ-ભજ
સાચું સાધન કોઈ સંત બતાવે;
મટે ચોરાશી ભ્રમણુ-ભજ
કે' કાલિદાસ એ દિવ્ય ચક્ષુ આપે,
જો જાય શરણુ-ભજ

## मारे अंतर दर्शन देजो.

પદ ૩૦૨ ( ભજન )

દર્શન દેજો દર્શન દેજો;
મારે અંતરમાં રેજો-ટેક
ભૂલ થાય જો ભુધર મારી;
સદગુરૂ સ્વરૂપે કે'જો-મારે
નટવર નાગર નંદ કીશોર;
મને લાગ્યો તમારો નેજો-મારે
ભકિત ભુધર માગુ તમારી;
મટે કાળનો પંજો-મારે

કાલિદાસના સ્વામી રંગ રશીલા;
અંત સમયે ખબર લેજો—મારે

### સાચુ શરણ શામળીયો.

પદ ૩૦૩ (ભજન)

શરણુ તમારૂં રે;
ઓ શામળીયા સંત જનોને શરણુ તમારૂં—ટેક૦
પાપી પાખંડી વધ્યા આ જુગમાં;
જગત થયું છિદ્ર જોનારૂં રે—ઓ
અસત્યને આદરે નીતિ વિસારે;
એવા દૂરમતિને વિસારૂં રે—ઓ
ધર્મ ગયો અધર્મ આવ્યો;
હવે કયાં જઇ શાન્તિ ધરૂ રે—ઓ
કાલિદાસના સ્વામી આવો અવસરીયે;
પ્રેમ મગન થઇ આપને સંભારૂ રે—ઓ

### શામળીયા સાથે વાતડી.

પદ ૩૦૪ (ભજન)

આવોને શામળીયાજી, કરીયે વાતડીજી;
આજે આનંદની રાતડીજી—ટેક૦
વહેલા આવોને વતમાળી,
વાર ન કરો આવડીજી—આ
જ્ઞાન ધ્યાનની સમજાવો રીતડી;
તવ નામની મારે નાવડીજી—આ

કુરૂક્ષેત્રે અર્જુનને પ્રબોધીયા;
ગીતા જ્ઞાન એ માવડીજી–આ
કહે કાલિદાસ કરો કરૂણા;
હરિ ભજુ તપને દા'ડીજી–આ

## मेरी नाव तुम नारायण.

પદ ૩૦૫ (ધનાશ્રી)

તુંમ મેરી નાવ, નારાયણ તુંમ મેરી નાવ–ટેક૦
માત પિતા સહું ભ્રાત છો તમે, સગા સહોદર તમામ–ના.
અવર સગા સૌ કહેવા માત્ર, ધનનો રાખત ભાવ–નારાયણ
અબ સુધીમાં લેના મેરી, મેરા તુંહી મહારાવ–નારાયણ
કહત કાલિદાસ તેરે ચરણોમે, નિજ સ્વરુપકા દો સરપાવ–ના

## मारा साचा प्राण जीवणजी.

પદ ૩૦૬ (ભજન)

જીવણજી હે પ્રાણ હમારા;
અમે ગાઇયે ગુણ તમારા–ટેક૦
જળને લઇને માછલી જીવે;
તેમ રહીએ તમ નામ આધારા–જીવણજી
તમ વિણ પળ ના રહીયે;
ભલેને જગત કહે નઠારા–જીવણજી
રક્ષક ભક્ષક પ્રભુ તમે છો;
શું કરે કાળ કરાળા–જીવણજી

કહે કાલિદાસ આશરો તમારો;
શરણે આવ્યાને ના તજશો દયાળા—જીવણજી

## પ્રભુની પૂર્ણ પ્રાર્થના.

પદ ૩૦૭ (રાગ–ઓધવજીનો)

ઓ શામળીયા શીદને તલસાવો;
રાત થોડી વેશ ઘણા અવિનાશ જો,
તેમ આયુષ્ય થોડું ને કામ છે ઘણું;
કાળ ક્યારે આવશે તેનો શુ વિશ્વવાસ જો—ઓ

મૃગ જળ સમ સુખ સંસારનું;
હરખને શોક તેમાં દીન રાતજો,
શાન્તિ નહિ આ જગતમાં;
મુરખ કરાવે બહું ઉત્પાત જો—ઓ

દ્રવ્ય પદારથ જગમાં જેટલાં;
તેનો ત્રિકમ કરાવો અભાવજો;
સદા સેવું શ્યામ અંતરમાં;
એજ માનવ જન્મનો લ્હાવો જો—ઓ

વાર ન લગાડો હવે વિઠ્ઠલા;
તમ સ્વરુપમાં ખેંચો મારા નાથજો;
નમ્ર વિનંતી એ કાલિદાસની;
- ૨, સાને. નિર્ગુ. સાક્ષાતજો—ઓ

## सत्यमांज प्रभु छे.

પદ ૩૦૮ (રાગ–પ્રભાત)

સંયમ સાધન વિના, ભક્તિ શું કામની;
પંચ ઇંદ્રિ વશ ના કીધી, માળા નહિ રામની–ટેક૦
વડી વાતે વિઠ્ઠલ ના રીઝે, પ્રિત કરે દામ ચામની;
પડપંચના છુટે પડદા, ત્યાં છબી સુંદર શ્યામની–સંયમ
કથા કિર્તન કરે સૌ, પણ અંતર આશા દામની;
આત્મજ્ઞાનની વાતો કરે, પણ એ સૌ નામની–સંયમ
રંગ રાગ આલાપ સુંદર, વાત મોક્ષ ધામની;
કેણીમાં સૌ જન કથે, પંચાત ગામ ગામની–સંયમ
છબીલો છેતરાય નહિ, જાણે વાત એ તમામની;
કહે કાલિદાસ મળે મોહન, હૃદય માળા રામની–સંયમ

## मोहन माखण केरो चोर.

પદ ૩૦૯ (ગરબો)

માખણ કેરો ચોર, મોહન માખણ કેરો ચોર;
એનો સંત સમજે શોર.........................ટેક૦
વંદ્રાવનની કુંજ ગલીમાં, થનક થૈ થૈ થાય;
આનંદની જ્યાં અવાધિ નહી, બોલે પક્ષી રૂડાં મોર–મોહન
નવસે નવ્વાણું નાડી નાર સાથે, રાસ રમે વ્રજરાય;
ગગન માંહી ગોવિંદ ગાજે, નટવર નંદ કિશોર–મોહન
ભ્રમણા ના ટળે ભક્તિ વિના, ગુરૂગમે સમજાય;
મહાપ્રભુજીનો આદેશ એ, સાચો જેનો દોર–મોહન

વલ્લભ કૃપા થાય તેને, જુઠ કપટ જો જાય,
કહે કાલિદાસ પ્રેમ પંથ એ, સાચો કનૈયાનો દોર–મોહન

## साचा छो सर्जनहार.

પદ ૩૨૦ ( ધનાશ્રી )

સાચા છો સર્જનહાર;
ઓ શામળીયા સાચા છો સર્જનહાર–ટેક૦
અગણિત લીલા નાથ તમારી;
કોણ નર કોણ નાર–ઓ
દેવાધી દેવ એક તમે છો;
બ્રહ્મા વિષ્ણુ શંકર નિર્ધાર–ઓ
કાલિદાસના સ્વામી રાય રણછોડ;
તમે સાકાર નિરાકાર–ઓ

## भक्ताधिन भूधर.

પદ ૩૨૧

ભક્તોની લાજ તે રાખી;
ઓ ભુદરા તે ભક્તોની લાજ રાખી–ટેક
સોજા ભગતની વાલા ખેતી નિપજાવી;
હરિ રસ બૂટિ જેને ચાખી–ઓ
ધીરા ભગતને તત્વ રૂપે મળીયા;
પ્રભુ એવા દાખલા છે લાખી–ઓ
સંતને શામળીયા આશરો તમારો;

વેદ • શાસ્ત્રની છે સાખી—એ
કહે કાલિદાસ સદગુરૂ કૃપાએ;
સાચી વાત ભાખી—એ

## मारी अंत समे शुद्ध लेजो.

પદ ૩૧૨ ( ધનાશ્રી )

મારી અંત સમે શુદ્ધ લેજો;
પ્રભુ મારી અંત સમે શુદ્ધ લેજો—ટેક
કઠિણ કાળ આવે જ્યારે, ત્યારે પાસે રહેજો—પ્રભુ
મારા કર્મો સામુ કેશવ ના જોશો, ધ્યાન તમારૂ રે'જો—પ્રભુ
રટણ ના ભૂલું રામ તમારૂં, અંતર આવી સત્ય કે'જો—પ્રભુ
કહે કાલિદાસ નિજ સ્વરૂપમાં, પ્રણવમાં ચિત્ત રે'જો—પ્રભુ

## शामळीयाने शरणे.

પદ ૩૧૩ ( ભજન )

કેમ રહે ધીર ઓ શામળીયાજી, કેમ રહે ધીર;
હું તો સાચુ કહુ સ્યામ શરીર—ઓ
વિચારો વિક્રમજી હદ થઇ હવે તો,
મુપત સૂતાનાં પૂર્યા ચીર—ઓ
વેગે આવો વિઠ્ઠલજી તમે તો;
તમે સુભદ્રાના વિર—ઓ
સંસારીડા સૌ કરડવાને આવે;
ન મળે કોઇ સંત સુધિર—ઓ

જ્યાં જોવું ત્યાં વાદ વિવાદ;
ભાષાની સૌને ભીર-ઓ
સાહિત્ય જ્ઞાન શબ્દ માત્રામાં;
શુભ વર્તન નહિ લગીર-ઓ
ભક્તિ જ્ઞાન ન વૈરાગ્ય કોઇને;
સૌને થવું છે અમીર-ઓ
મર્કટ માફક નાચે નચાવે;
દેશમાં કહેવાય વિર-ઓ
કાલિદાસના સ્વામી રાખો લજ્યા;
આત્મ સ્વરૂપે આપ રઘુવિર-ઓ

## मारी अरजी.

પદ ૩૨૪ (ગરબી)

અરજી અરજી અરજી રે, નાથ સ્વિકારો મારી અરજી-
જ્ઞાન ધ્યાનની ભિક્ષા છે મારી, મોહન હું છું ગરજી રે-ન
કુબુદ્ધિ કલેષ વ્યાપે ના તનમાં, એજ માગુ હું હરજી રે-ના

## श्री बालाजी भगवाननी स्तुति.

(સં. ૧૯૮૭ ના વૈશાખ સુદ ૧. દક્ષિણ.)

પદ ૩૧૫ (રાગ-વિનંતી તો સુણજો રે ભોળા નાથજી)

શરણુતો આવ્યો રે, દેવ દયા કીજીયે રેજી,
કૃપા કરો બાલાજી બિહારી રામ,
અંતરની કોણે કહું રે, અજાણ્યું ન સુંદર શ્યામ રેજી-ટેક૦
અધીકો કીધો અનાચાર, ભુંડાઈનો ભરીયો ભાર રેજી;
મોહ્યો હું તો વાણીમાં મારા નાથ;
મોહ વશ થઈને રે ખાધો બહુ માર રેજી-શરણ
જોતાં આવ નાવ મારૂં રે, ડુબવાને તૈયાર રેજી,
જો રે ડુબશે લાજ તમારી રે જાય,
અભિમાની સૌ કહેશે રે, ક્યા છે કિરતાર રેજી-શરણ
તન મન ધન હરિ તમ ચરણે રે, દાસને ન ફકર રેજી;
માટે મોહન કરજો કંઈક વિચાર,
પાલવતો પકડયો રે, શિરને માટે ગિરધર રેજી-શરણ
તમે અનેક ભક્તોની સંભાળ લીધી રે, આવ્યો વિશ્વાસ રેજી;
આપ મારો • ઉગારો ગોવિંદ;
જગતની લાજ તજી રે, વિનવે કાલિદાસ રેજી-શરણ

## कृष्णनी प्रेम भक्ति.

પદ ૩૧૬ (રાગ-ઓધવજીનો સંદેશો કેજો શ્યામને રે)

આજ ગમી [illegible] જમના પારમાં;
ત્યાં ગ[illegible] [illegible]ંદ કીશોર લે

જ્યાં જોવું ત્યાં વાદ વિવાદ;
ભાષાની સૌને ભીર-એ
સાહિત્ય જ્ઞાન શબ્દ માત્રામાં;
શુભ વર્તન નહિ લગીર-એ
ભક્તિ જ્ઞાન ન વૈરાગ્ય કોઇને;
સૌને થવું છે અમીર-એ
મર્કટ માફક નાચે નચાવે;
દેશમાં કહેવાય વિર-એ
કાલિદાસના સ્વામી રાખો લજ્યા;
આત્મ સ્વરૂપે આપ રઘુવિર-એ

## मारी अरजी.

### પદ ૩૧૪ (ગરબી)

અરજી અરજી અરજી રે, નાથ સ્વિકારો મારી અરજી-ટેક
જ્ઞાન ધ્યાનની ભિક્ષા છે મારી, મોહન હું છું ગરજી રે-નાથ
કુબુદ્ધિ કલેષ વ્યાપે ના તનમાં, એજ માગુ હું હરજી રે-નાથ
સદા સત્સંગ ત્રિકમ હું યાચું, પાસે રહો રાધા વરજી રે-નાથ
કહે કાલિદાસ આવજે વે'લા જેવી તમારી મરજી રે-નાથ



વિરહ વેદના બન્સીની, પ્રભુ હવે ના સહીયે—ઓ
પ્રિત પુર્વની છે મારે, દર્શન તારાં ચહીયે;
અનેક રુપે રમો રામા, વેદ વચન ગ્રહીયે—ઓ
જમનાજીના ઘાટ ઉપર અરજ હરિ અમે કરીયે;
સદગુરુએ ઘાટ બનાવ્યો, ધ્યાન તમારૂ ધરીયે—ઓ
ઈંડા પિંગળા સખીયો સો, નાર આવી ચહીયે;
કર જોડીને કરે વિનંતી, સુખમણ આવી વહીયે—ઓ
બ્રહ્માદિક જોવા ઇચ્છે, મા'દેવ સરીખા કહીયે;
વિષ્ણુને છે વાલી લીલા, સદા વ્રજમાં રહીયે—ઓ
કાલિદાસના કાન કનૈયા, આવી અંતર ઠરીયે;
ત્રિકમે ત્રિકમ સમજાયા, હવે મૂકું ના જરીયે—ઓ

## मन मोहन मीलन.

### પદ ૩૨૮ ( ગરબી )

સખી આજ સુજને, મન મોહન મળીયા રે;
હું તો જાણતી હતી કે, વાલો એ વ્રજમાં રે—ટેક૦
સખી અનંત જન્મનાં પૂન્ય, સંશય ટળિયા રે;
મ્હેં જોયું જાગીને આજ, વાલો રજ રજમાં રે—સખી
સખી ગીરી કુંદને વન, વિઠ્ઠલને શોધીયા રે;
હું તો જાણતી હતી કે, હશે એ ગોકુળમાં રે—સખી
સખી સંત સાધુની સેવે, પૂન્ય ફળીયા રે;
તે દીઠા વ્યાપક આજ, ભજુ તેને સુરમાં રે—સખી
સખી મથુરામાં હશે માવ, જાણી શોધમાં ચાલીયા રે;

આજ રૂડો આવ્યો દાવ, ત્રિકમ જોયા તનમાં રે—સખી
સખી સ્ફટિક એનું રુપ, હૃદયમાં મા'લીયે રે;
ત્યાં કે'વા જેવું નહિ, ગોવિંદ ગાજે ગગનમાં રે—સખી
સખી દ્વારિકામાં હશે નાથ, જાણી ત્યાં ફરીયા રે;
કૃષ્ણ કરતા હશે રાજ, એમ સમજ્યાં મનમાં રે—સખી
સખી સદગુરૂએ ભાગ્યો ભરમ, સ્થિર થઈ હૃદય ઠરીયા રે;
કાલિદાસના સ્વામી શીરતાજ, દીઠા તનમાં રે—સખી

## प्रेम भक्ति.

પઃ ૩૧૯ (ગરબી)

પુરો મારા મનના કોડ, હરિ આ સમે રે;
આવ્યા તમે શ્રી રણછોડ, બીજુ મને ના ગમે રે.
મન માયાનો કરો તોડ, વૃતિ સ્વરૂપે ભગે રે;
ત્યારે ટળે સર્વે તોડ, વિષયો ...ચાં સમે રે.
મટે સર્વે માયાફોડ, નિર્ગુણ તત્વ રમે રે;
કૃપા તમારી હોય રણછોડ, વિષયો દમે રે.
ત્યારે પહોંચે મારા કોડ, મે'ર કરો તમે રે;
કાલિદાસ કહે કર જોડ, આવ્યો હરિ આ સમે રે.

## माग्याना मेरु विठ्ठल.

પઃ ૩૨૦ (રામ-વિનતડીતો ગુણજો રે શીવ ભોળા નાથજી રે)

માગ્યાના મેરુ રે વિઠ્ઠલ વેલા આવજો રેજી;
રંગીલો તમારો રે, ગોકુળ મન ભાવજો રેજી—ટેક

અવસરીયે આવી વાલા લેજો સંભાળ;
છું અપરાધી તમારો રે, હવે તો શરણ આવીયો રેજી–ભાગ્યાના
સુધારજો વાલા મારો અંતકાળ;
દુઃખ ઘણુ મરણ સમયનું રે, અંગ પીડાથી સંભાળજો રેજી–ભા.
મન મારૂ મન માયામાં ન જાય;
પુત્ર પરિવાર છોકરાં રે, મોહનો હોય વિસારો રેજી–ભાગ્યાના
ગીતા ભાગવત્ રામાયણે ચિત્ત જાય;
સંતો કિર્તન આપનાં રે, હૃદયમાં ગવાય રેજી–ભાગ્યાના
પાપી પણ પુરણ જો પસ્તાય;
શરણ આવે આપની રે, તેની પકડો બાંહ્ય રેજી–ભાગ્યાના
ગજ ગુણિકા અજામીલ પિંગળા નાર;
સર્વ ભાવે શરણ આપની રે, તેની પકડી બાંહ્ય રેજી–ભાગ્યાના
એરે આધારે વિનવું મારા નાથ;
યમ દૂતના તેડાથી રે, બચાવજો વ્હાલા શ્યામ રેજી–ભાગ્યાના
મોટો ભય મરણ સમયનો થાય;
ધરૂં ધ્યાન આપનું રે, લેજો ચરણ શરણ માંહ્ય રેજી–ભાગ્યાના
હિંમત મોટી મોટો તમારો પરતાપ;
કાલિદાસની વિનતી રે, સ્વરૂપ આપનું ચાહ્ય રેજી–ભાગ્યાના



## अंतकाळ वखते संभाळ लेवा प्रभुने विनंति.

પદ ૩૨૧ (રાગ-દેવળ જુનુ થયું રે)

લેજો સંભાળ મારી લેજો સંભાળ;
અંત સમયે મારી લેજો સંભાળ—ટેક૦
દેહમાં દરદ ન આવે મુજને રે;
ચિત્ત વૃત્તિ તમમાં એક તાર રે—અંત
ભક્તિમાં ભંગ ન પડે તે સમે રે;
દુઃખમય આ સંસાર રે—અંત
વાસનાનું વાદળ વિસરે રે;
અણુ તેડયો આવે જ્યારે કાળ રે—અંત
કાલિદાસના સ્વામી પ્રભુ હૃદય પધારજો રે;
નિજ સ્વરૂપમાં લાણજો દયાળ રે—અંત

## अंतकाळ सुधारवा प्रभुने विनंति.

પદ ૩૨૨ (ભજન રાગ-સદર)

વહેલા પધારજો હરિ વહેલા પધારજો રે;
કરૂણા સાગર હરિ વહેલા પધારજો-ટેક
ભાગ્યાના ભેરૂ આશરો તમારો રે;
દિન બાળકની અરજ ઉરધારજો રે—હરિ
તેડું પરલોકનું આવે જ્યારે રે;
પ્રભુ તે સમે સંભાળ કરજો રે—હરિ

તન રોગ વ્યાપે ન જરા રે;
નિજ સ્વરુપમાં વૃત્તિ ઠરાવજો રે–હરિ
વિશ્વ વાસના તે સમે વિરમે રે;
ધ્યાનાકાર વૃત્તિ કરાવજો રે–હરિ
બાહ્ય ગ્રહજો બળવંત આવી રે;
ત્રિવિધ તાપને વિસરાવજો રે–હરિ
સાચું સગપણ શામળીયા તમારૂ રે;
જ્યોતિ સ્વરૂપ સમજાવજો રે–હરિ
કેશવ કિર્તન કરુ તમારૂં રે;
નાદ ધ્વનીમાં મન ઉતારજો રે–હરિ
પ્રાણ જાય જ્યારે આ તનમાંથી રે;
કાલિદાસના સ્વામી સદ્ય પધારજો રે–હરિ

## काळ आवे त्यारे रक्षण करवा ईश्वरने विनंती.

પદ ૩૨૩ (કવ્વાલી)

અરજ સુનીયે નાથ મેરી;
ભરોંસે પડા હું તેરી;
તુજ દીન બંધુ દયાળું હરિ;
સુરત અબ તેરેસે ઠરી–અરજ
આવે જબ કાળ લેનેકું;
શરીર પે રોગકી ન ઘેરી,
ધ્યાન તબ તેરાહી આવે;

સુખમેં નામ ગિરધારી—અરજ
છૂટે જબ પ્રાણુહી મેરા;
ખડી સાહ્ય તુમેરી,
કાલિદાસકી હય બીનતી;
કરના નહિ નાથ તબ દેરી—અરજ

## विट्ठल ना मूकशो विसारी.

પદ ૩૨૪ (ભજન)

વિઠ્ઠલ ના મૂકશો વિસારી;
હવે વિઠ્ઠલ ના મૂકશો વિસારી—ટેક૦
કાળ આવે સમીપ જ્યારે;
લેજો ખબર અમારી—હવે
અંત સમયે આશરો તમારો;
હોય ભક્તિ તમારી—હવે
કૃષ્ણ કૃપાળું દીન દયાળું;
અધમો દ્ધારણ મોરારી—હવે
કાલિદાસની એ છે વિનંતી;
તમ સ્વરુપે વૃત્તિ રહે મારી—હવે

## त्रिकमजी त्रेवडमां रे'जो.

પદ ૩૨૫ (ભજન)

ત્રિકમજી ત્રેવડમાં રે'જો રે;
કાળ આવે જ્યારે,

સભાળ શામળીયા લેજો રે;
કે'વું પડે ના ત્યારે–ટેક૦
બળવંતા બાંહ્ય ગ્રે' જોરે,
મ-ણુ ઘાટિ જ્યારે,
ભક્તિ જ્ઞાન દેજો રે,
વિસરૂ ના ત્યારે–ત્રિકમજી
અતરમાં અવિનાશી રે'જો રે,
રે' ના ભિતિ લગારે–ત્રિકમજી
કાલિદાસને શરણમાં લેજો રે,
ના ભૂલુ તે વારે–ત્રિકમજી

## अणी वखते प्रभु पधारजो.

### પદ ૩૨૬ (ભજન)

અવમરીયે આણે ન વિસારો હરિ,
હારે હુ તો વાત કહું છુ ખરી–ટેક
પતિત પાવન પ્રભુ નામ તમારૂ રે,
સત્યની ટેક ધરી અ૦
શરણે આવ્યાને શ્યામ લ્યો ઉગારી રે.
જે પાપને જાય વીસરી .. .......અ૦
યમનું તેડુ તમ દાસને ન આવે રે,
આખી હોય તમારી....... અ૦

તન રોગ ન વ્યાપે તે સમે વાલા રે;
શરીર ન શુદ્ધ વિસરે જરી......અ
દર્શન દેશો વાલા અંતર આવી રે;
ધ્યાનમાં ગીરધારી............અ
મનની માયા લેશ ન વ્યાપે રે;
એજ અરજ છે મારી.........અ
જેકત ભાવના તે સમે વિસરે રે;
મુખ ગીતા તમારી.......અ૦
કે' કાલિદાસ બિરદ વિચારજો તમારૂં રે;
ગીતા વાકય વિચારી.....અ૦

## ओ नंदलाल आवजो अवसरीये.

પદ ૩૨૭ (ગરબી)

આવજો અવસરીયે, આવજો અવસરીયે;
એ નંદલાલ આવજો અવસરીયે–ટેક
અંત સમયે હરિ આશરો તમારો;
આપ કૃપાએ મહાસાગર તરીયે–ઓ૦
સદગુરુ સ્વરુપે શ્યામ પધારજો;
અજર બૂટ્ટિયે જીવત મરીયે–ઓ૦
નિજ નામમાં તેજ તમારૂ;
દીલ ભીતર દર્શન કરીયે–ઓ૦
કાલિદાસના સ્વામી રંગ રશીલા;
ધ્યાન તમારૂં સદા ધરીયે–ઓ૦

## आवो आवो मारा वाला.

પદ ૩૨૮ (ગરબી)

આવો આવો મારા વાલા;
નટવર નાગર નંદના લાલા—ટેક૦
કૃષ્ણ કેશવ છેલ છબીલા;
હું તો હરિ કરૂં કાલા વાલા—આવો
મનહર બન્સી વાલા;
મોર મુગટ કાને કુંડલ અલબેલા—આવો
મારે મંદિર પધારો છેલ છબીલા;
મારે ઠાઠ નથી કરવા ઠાલા—આવો
કાલિદાસના સ્વામી કાળી કામળી વાલા;
હૃદય જપું તમારી માળા—આવો

## हृदयमां रहेवा प्रभुने विनंती.

પદ ૩૨૯ (ધનાશ્રી)

રે'જે હૈયા માંહ્ય ઓ વાલા મારા રે'જે હૈયા માંહ્ય—ટેક૦
અવર ના ચાચુ ચતુર્ભુજ હું તો, મોટી તમારી સાહ્ય—ઓ
પળપળ દર્શન દેજો અંતરમાં, તમ સ્વરુપ સેવક ચાહ્ય—ઓ
પૂજા અર્ચન સેવા નાથ ન જાણું, તવ નામમાં બાળક નાહ્ય—ઓ
હૃદય ત્યાગને સિકસ રાચું, જાચું ન ડોળ બાહ્ય—ઓ
અંતર ધ્વનીમાં ચિત્તડું મારૂં, નિમિષ ન ચળી જાય—ઓ
દુર્વ્યસનને કુવાસનાનો, ઉદ્દભવ કહીએ ન થાય—ઓ

અંતકાળે અલબેલા આવજો, રોગ પીડ નવ કાંય—એ
કહે કાલિદાસ અંત સમયે, ગુણ તમારા ગવાય—એ

## मारी अरज.

પદ ૩૩૦ (બિહાગ)

મેરી સુનીયે અરજ તીન લોકકે નાથ;
સચરા ચરમે વાસ તુમ્હારા;
સબ સંતનકે શિરતાજ—મેરી
પાંડવકી પ્રતિમા પાળી;
દ્રુપત સુતાકી રાખી લાજ—મેરી
અંબરિષ પ્રલ્હાદકી કીની રક્ષા;
બહુત ભકતકે કીયે કાજ—મેરી
કાલિદાસકે પ્રભુ બેર બેર ક્યા કહેતા;
ભવ સાગરમે મેરા આજ—મેરી

## प्रेमनां भोजन.

પદ ૩૩૧ (ગગ—રાધા કૃષ્ણ વિના બીજુ બોલમા)

પ્રેમનાં પ્રેમનાં પ્રેમનાં રે, જમો ભોજન વાલા પ્રેમનાં—ટેક
દહી ખીચડી ખાતે ખવડાવું, અમે નથી કોઈ નેમનાં રે—જમો
જ્ઞાનની ગોદડી આપીશ બેસવા, ગાન ગીત હેમનાં રે—જમો
પ્રાણ જાય આ રે તનથી, આપ કૃપાએ કુશળ ક્ષેમનાં રે—જમો
કહે કાલિદાસ મારે મંદિરે પધારો, મન નથી કોઇ વે'મનાં રે—,,

## मारी मढीये पधारो मोहन.

પદ ૩૩૨ (ગરબી)

મારી મઢીયે પધારો મોહન;
મારી મઢીયે પધારો મોહન–ટેક૦
નથી શીરો પુરી દુધપાક લાડવા;
હું તો પ્રેમના પિરશુ ભોજન–મારી
કઢેલાં દૂધ વાલા નથી મારે આપવા;
હું તો તાજી છાશ પિરશું માખણ–મારી
જવાર બાજરીનાં ઢેબરાં છે વાલા;
તાંદુલ ભાજીયે કરીશ પ્રસન્ન–મારી
ગોબર છાણે લીંપી મારી ઝુંપડી;
એ રે ઝુંપડીમાં છે રે રામ રતન–મારી
માટીનાં માટલામાં ભરીયા છે નિર;
જેણે કરીયું છે કુંભારણુ–મારી
સુંદર પાથરણાં નથી મારે ગાદલાં;
પાનની છાદરડીમાં બેસાડું ભગવાન–મારી
રેંટીયે પિંજણ સુતરનું કાપડું;
જાડી ચાદર પાથરૂં જગજીવન–મારી
કાલિદાસના સ્વામી પ્રભુ પ્રેમના ભૂખ્યા;
ચૌદ લોકના છો પ્રાણ–મારી

## થાળ.

પદ ૩૩૩ (ગરબી)

જમો જમોને વાલા આજ, ભોજન ભાવનાં રે;
નથી શીરોપુરી મહારાજ, ભોજન ભાવનાં રે.
નથી બત્રીસ શાક પકવાન, ,, ભાવનાં રે;
નથી અવર કાંઇ મિષ્ટાન્ન, ,, ભાવનાં રે.
નથી પય અને વળી ધૃત, ,, ભાવનાં રે;
હું તો જમાડું પ્રેમામૃત, ,, ભાવનાં રે.
કરો ઝુંપડી મારી પાવન, ,, ભાવનાં રે;
કાલિદાસના સ્વામી જુગજીવન, ,, ભાવનાં રે.

## શ્રી નર્મદાજીની સ્તુતિ.

પદ ૩૩૪ (આરતી)

જય દેવી નર્મદે, જય દેવી નર્મદે-ટે!
પતિત પાવનિ અદ્ધમ ઉધારની, બ્રહ્મ સ્વરૂપે રહી હૃદયેદેવી:
અગણિત મહિમા આપ, (૨) વ્યાસ કર્ણ્વ વદે-જ
મક્ત યોગિનું સાધન, સુર મુનીવર વંદે, દેવી;
યોગ શક્તિ તું કુંડળી, (૨) વ્યાપે આનંદે-જ
રેવાતીરે શુભ્ર ગંભીરે, ખળળ શબ્દ કરે; દેવી;
નદગુરુ કેરી હોય સાન, (૨) તો સાધને મન ઠરે-જ
જેવી ભાવના તેવું ફળ, શિવ વચને ફળે; દેવીઃ
બ્રહ્મા વિષ્ણુનાં વાકય. (૨) શ્રદ્ધાએ અપ બળે-જ

રાવણ મારી રામ, તુજ તીરે આવ્યા દેવી;
ખટ માસ સમાધિ કીધી, (૨) ક્ષીરમાં જયમક્ષીરે-જય
સંવત ઓગણી ચોરાશિ, ફાલ્ગુન માસે; દેવી;
સુકામ રામનારાયણ, (૨) લખી કુબેરેશ્વરે-જય
ફાલ્ગુન સુદ અષ્ટમી, લખી મંગળવારે; દેવી;
મહા માયા તું શકિત, (૨) બ્રહ્મમયી બ્રહ્મ આધારે-જય
નિજ સ્વરૂપે રાખજો, ભકિત ઉલ્લાસે; દેવી;
સ્નાને ચિત્ત પ્રસન્ન, (૨) ગુણ ગાયા કાલિદાસે-જય

## —વટેશ્વર સ્તુતિ.—

(આ પવિત્ર પુરાણું સ્થળ પાટણથી સિદ્ધપુર જતાં પગ રસ્તે સરસ્વતિ તીરે આવ્યું છે.)

પદ ૩૩૫ (આરતી)

જય વટેશ્વર સ્વામી, શિવ;
અજર અમર અવિનાશી, (૨) બળવંત બહુ નામી-ટેક૦
ત્રેતા યુગમાં પાંચ પાંડવ, સત્ય કાજ આવ્યા, શિવ;
દ્વાદશ વર્ષ વન નિસર્યા, (૨) અત્રે તે ભાવ્યા-જય
મંગળ મય જપ શિવ, ભકતોને ભાવ્યા શિવ;
મંગળ દાયક વિશ્વ વ્યાપક, (૨) યોગા રૂઠ કાંવ્યા-જય
આગે વન વિકાળ, ભયંકર ભાસે શિવ;
વ્યાઘ્ર સિંહનો વાસ, (૨) તે આજ ના દિસે-જય
દધીચી આશ્રમ આગે, સુશોભિત હતો શિવ;

સરસ્વતિના આ તૂઠે, (૨) સેવક ગુણ ગાતો—જય
સંવત ઓગણી તાનું સાલે, દાસ આવ્યો ભાવે શિવ;
પોષ વદી એકાદશી, (૨) કિધાં સ્નાન ધ્યાન ભાવે-જય
ભકત ઘેલા છો શંભુ, શાસ્ત્ર બોલે સૌ શિવ;
કાલિદાસ સદગુરૂ માને (૨) હૃદય પટ ખોલે—જય

## श्री रणछोडजीनी स्तुति.

### પદ ૩૩૬ (આરતી)

જય રણછોડ રાયા, પ્રભુ, જય રણછોડ રાયા;
અખંડાનંદ એક (૨) પણ ભકતોને ધાયા—ટેક
મોર મુગટ કાને કુંડળ, ધ્યાન તુજ પાયા, પ્રભુ;
મુખ મોરલી બજાવત, (૨) બ્રહ્મ મહેશે ગુણ ગાયા—જ
ડંકેશ્વર મહાદેવ, ડંક રૂષિયે સ્થાપ્યા, પ્રભુ;
ગોમતીઘાટ ઉપર, (૨) મહા મુનીયે જપ જાપ્યા—જ
ગંગાબાઇ બોડાણા કાજ, દ્વારકાથી આવ્યા, પ્રભુ;
ગુગળી સતાવત બહુ, (૨) પણ અંતે ન ફાવ્યા—જ
સવા વાલની વીંટીયે, કાટા માંહી તોલ્યા પ્રભુ;
ભકતની રાખી લાજ, (૨) ગુગળી સૌ રોલ્યા—જય
તે લોચન નિહાળી આજ, આનંદ હૃદય આવ્યા, પ્રભુ;
બેશી તવ મંદીરે, (૨) નિર્મળ નામ નાહ્યા—જય
મુનિવર સૌ વદે, દેવદેવી રાયા, પ્રભુ;
...નને ચોસઠ, (૨) સૌ તમમાં સમાયા—જય

સંવત ઓગણી ત્યાસી, દાસને ભાવ્યા પ્રભુ;
ઝીલણા એકાદશી (૨) ભાદ્રમાં ગુણ ગાયા–જય
કહે કાલિદાસ દાસ ભાવે, દુઃખ સૌનાં ટાળ્યાં પ્રભુ;
ગાય શીખે જે સાંભળે, (૨) માં' પાપ પ્રજાળ્યાં–જય

## शिव विष्णु स्तुति.

(શિવકાંચી વિષ્ણુકાંચી કાંજીવરમ્ દક્ષિણ સં. ૧૯૮૭ ના ચૈતરવદ ૦)) )

પદ ૩૩૭ (આરતી)

જય શિવ વિષ્ણુ દેવા, જય શિવ વિષ્ણુ દેવા;
કરૂ સ્તુતિ પ્રેમે (૨) નિજ સ્વરૂપે રે'વા–ટેક૦
જ્ઞાન ગાંજો શિવને પ્રિય, જ્ઞાન ગીતા વિષ્ણુ પ્રભુ;
ભક્તિ ભાંગ શિવને, (૨) ઉમંગે પીતા–જય
ચલમ ચતુરાઈ મુકો શરણાંગત, પ્રભુ;
શંકર પિતા ભાવે (૨) સ્વિકારતા ભગવંત–જય
ભજન ભસ્મ શિવને અંગે, બ્રહ્મ તીલ્લક વિષ્ણુ, પ્રભુ;
સમજી સ્મરણ કરતાં (૨) પ્રસન્ન રે' હર વિષ્ણુ–જય
શિવને ઉમા વિષ્ણુને લક્ષ્મી, યોગિની એ દેવી, પ્રભુ;
જ્ઞાન ચક્ષુએ એક (૨) ત્રિભોવનમાં રમી–જય
વિષ્ણુ ચરણથી નીકળી ગંગા, શિવે મસ્તક ધારી, પ્રભુ;
ભગીરથનો એ પ્રયત્ન, (૨) વસુધાપર ઉતારી–જય
શિવ હઠયોગિ, વિષ્ણુ રાજયોગિ, પ્રભુ;
બને યોગારૂઢ (૨) યોગેશ્વર જોગી–જય
સર્વ તિર્થ હરિહર ચર્ણે, સ્નાન ધ્યાન તેમાં, પ્રભુઃ

ગાતાં આરતિ પ્રેમે (૨) સમાય સૌ એમાં—જય
કહે કાલિદાસ તારક ત્રીકમ, દેવ મહેશ્વરંમ પ્રભુ;
કરીયે ધ્યાન જો તેનું (૨) પામીયે પદ પરમ—જય

## स्व. बे महा पुरुषना पत्र जवाबो.

मुंबइ निवासी राजयोगी विठ्ठलदास लालदास रोहावाळाने
कवि कालिदासे लखेलो पत्र.

પદ ૩૩૮ (દોહા ચાલ)

શુભ નિવાસ મુંબાઈમાં, વણિક વિઠ્ઠલદાસ;
સાધન સાધ્યો યોગનું, તવ પિતા લાલદાસ ૧
નામે પ્રખ્યાત આપ છો, રોહાવાળા ખાસ;
વાંચતો લેખ આપના, ભાગવદ ધર્મ પ્રકાશ ૨
લખી તંગ પાટણ પુરથી, તમ કીંકર કાલિદાસ;
જ્ઞાતી ભાટીયા તણી, મુજ પિતા ભગવાનદાસ. ૩
પત્ર આવ્યા ગુરુ દેવને, તે વંચાવ્યા મુજ પાસ;
ઉત્તમ સાધક આપ છો, તેનો થાયે મુજને ભાસ ૪
વાચી પત્ર આપનો, હરખાયુંજ મુજ મન;
શબ્દે શબ્દ રચના અતિ, શુ કથે જ કવિજન. ૫
કૃપા સદ્ ગુરુદેવની, કરી પ્રેરણા આજ;
લખુ પત્ર પ્રેમથી, ભૂલી અંતર કાજ. ૬
દેશ વિદેશ હું ફર્યો, ફર્યો શહેર અપાર;
તિર્થ યાત્રા કંઈ કરી, સાક્ષી દેવ મોરાર. ૭
સાધુ સન્યાસી કંઇ જોયા, ત્યાગી વૈરાગી સાર;
શોધતો ફરૂં હું તેહને, મળે કોઈ નિર્વિકાર. ૮

ગ્રામ્યને વળી શહેરમાં, કિર્તન મંડળી અપાર;
નિર્ગુણ ગિગુણ વાણી, સૌ ગાય નિર્ધાર. ૯
વેદાન્તી મ્હેં બહુ જોયા, વાતોના સૌ કરનાર,
મૂર્તિ પૂજક દીઠા અતી, વળી જોયા તત્વાધાર. ૧૦
નીતિવાન નર કોઇ દીઠા, હજાર માંહી એક;
જાણ્યુ સ્વરૂપ આત્મા તણુ, સાચી અંતર ટેક. ૧૧
અહંમ મમત્વ અંતર નહિં, જોતા સ્વયં પ્રકાશ;
ભાળ્યો બ્રહ્મ વિલાસને, છતાં દાસના દાસ ૧૨
સ્વરુપ જાણ્યું બ્રહ્મનું, સંત તમે નિર્ધાર;
ઉત્તમ પ્રકાર આપનો, અમે છીયે ગમાર ૧૩
ઉત્તમ ગુણો આપના, ગ્રહણ કરે સૌ સાર;
આવા કોઈ કોટિકમાં, વૃત્તિ છે બ્રહ્માકાર. ૧૪
બીજા ઘણા સ્થળમાં, વાતોડા જણાય;
નિર્ગુણ સિગુણ વાણીમાં, સ્વારથમાં તણાય ૧૫
નીતિ નહીં શુદ્ધ આચરણ, ભજતા બહુ ભગવાન;
ગાયન ગાય ગોવિંદનાં, વાજીંત્રનું છે તાન ૧૬
અનિ મંડળી કળિકાળમાં, યોગ શાળા અપાર;
વિદ્યા શીખવે યોગની, પ્રાણાયમ નિર્ધાર. ૧૭
ભૂલ્યા ભાન પોતા તણું, વર્ણાશ્રમ છે જેહ;
વ્યાસાદિક જે પાળતા, નાસ્તિક ભૂલ્યા તેહ ૧૮
જ્ઞાન નથી કંઇ બ્રહ્મનું, વાણીયે વહ્યા જાય,
બ્રહ્મ ઓળખે જે જન, મૌન ગ્રહે સદાય. ૧૯

પૂછતો આવે પ્રેમથી, બ્રહ્મ વિલાસી ખાસ;
સમજાવે સંત તેહને, પૂરણ જેને વિશ્વાસ ૨૦
કિર્તન કરે કળિકાળમાં, બહુ નરને નાર;
પ્રભુ પ્રસન્ન પ્રહ્લાદને, તે આજે નહિ લગાર. ૨૧
શોધતાં તત્વ તેહનું, મુજને એક જણાય;
નિર્ગુણ સિર્ગુણ ઉપાસકો, અનીતિયે તણાય.
આદેશ સર્વ શાસ્ત્રનો, તે સમજાવ્યો ગુરૂદેવ;
ભકિત કરો થોડી નાથની, રેજો નીતિમાં તત્ખેવ. ૨૩
શુદ્ધ આચરણે ભજો હરિને, તોજ સરશે કામ;
દીવો પ્રકટે દીલમાં, વ્યાપક સુંદર સ્યામ. ૨૪
સોહંમ ૐકાર મૂર્તિનું, ધ્યેય ધ્યાતાને ધ્યાન;
તજે વાદ વૈખરી તણો, રોમ રોમ એક તાન. ૨૫
બહુ ટેવ લખવા તણી, મુજને હતી વિર;
સદગુરૂ શબ્દ સૂણતાં, અંતર આવી ધીર ૨૬
જાણ્યા વિણ બ્રહ્મને, કેમ કરી લખાય;
માટે સાધુ સાધન, બ્રહ્માનંદ પરખાય ૨૭
તે સદગુરૂની કૃપા અતિ, મહાત્મા ત્રિકમલાલ;
સાધશું સાધન પ્રેમથી, તો અંતે થાશું ન્યાલ ૨૮
વધુ લખુ શું આપને, સાચા બ્રહ્મ જાણકાર;
અલમસ્ત કિર્તન ભક્તિમાં, આપ છો નિર્ધાર ૨૯
શુદ્ધ ભાવના છે આપની, હું આપ તણો છું દાસ;
[illegible] વિઠ્ઠલ રૂપ છો, હરિ હરિજન ખાસ. ૩૦

રંગ રાગ જાણુ નહી, છંદનું નથી જ્ઞાન;
રંગ રાગમાં રામજી, તજ્યુ કુછંદનું ભાન. ૩૧
નિર્ગુણ સિર્ગુણ ભુલું નહિ, નહિ અધ્યાત્મ જ્ઞાન;
ભકિત સદગુરૂ દેવની, છું યોગ થકી અજાણ ૩૨
સપ્ત ચક્રની સાધના, ભજતા કોઇ ૐકાર;
સારાંશ તેનો એક છે, મ્હે ગ્રહ્યો તે સાર ૩૩
વશ કરવા નિજ મનને, શાસ્ત્રોમાં ઉપાય;
કરવો નિરોધ ચિત્તનો, યોગ તે કહેવાય ૩૪
આવ્યું સમજણમાં જેટલું, વડિલ મ્હેં તે કહ્યું;
પત્ર આજે પૂરણ કરી, મૌન ગ્રહીને રહું. ૩૫
ભિક્ષા માગુ ભગવાનની, આપને વારંવાર;
હરિજન પૂરણ આપ છો, ભકિતના દાતાર ૩૬
અવિવેકી મુરખ હું, કરજો ક્ષમા આપ;
ભૂલ ઘણી આ પત્રમાં, તે કરજો સૌ માફ. ૩૭
અરજ એટલી આજ છે, તે વિનવે કાલિદાસ;
પ્રણામ સૌ હરિજનને, એજ છે અભિલાશ ૩૮
સંવત ઓગણી પંચાશી, રૂડો શ્રાવણ માસ;
શુકલ પક્ષ એકાદશી, નામ પવિત્રા ખાસ ૩૯

विट्ठलदास लालदास रोहावालाए कविश्री कालिदासभाइने लखेलो पत्र-जवाब.

ભાઇ મેંને ત્રિકમ તત્વહી પાયો;
તત્વ વિશામ નિરોકન ખાતર,
ત્રિકમ ચરણે ધાયો—ભાઇ

કયા કહુ અગ મેં કહ્યો નવ જાયે;
ગુંગે ગુંડ ખાયો,
ખાતે ખાતે ખલક કુદકર;
ત્રિકમ ગ્રહ ઝટ આવ્યો–ભા

ત્રિકમ સદ્ગુરૂ દેવ દયાળુ;
કાલિદાસકો ભાવ્યો;
આપ સમાન કવિ કર દીનો;
તાતે ગુરૂ ગુંન ગાયો–ભા

અનહદ ઉપકાર સબનકો;
એસો ગ્રંથ પઢાયો;
અવલોકી ૐકાર સુકરમેઃ
વિઠ્ઠલ વ્યાપક છાયો–ભા

---

તા ક.: --પત્ર પ્રસાદી પ્રાપ્ત થઇ ગુરુ દેવના પદનુ વર્ણન જેમ થઇ ના શકે તેમ ગુરૂ દેવના પદ્યનું વર્ણન પણ નજ થઈ શકે છતાં યથા મતિ સ્ફૂરેલુ ઉપલું ભજન રસીક રૂપે સેવામાં ગાઇ સ્વિકારશો.

લી૦ રોહાવાળાના જય સદ્ગુરૂ

કવિશ્વર કાલિદાસભાઇની ખડી ચોકી એવી છે છે કે આ દાસાનુંદાસ રોહાવાળાને એઓ પ્રાય ીધે સળંગ ગુરૂ મહારાજ, પાસે જવા દેતા નથી એમને જવંજ પડે.

આ વિનોદી વાકસનો સ્પષ્ટાર્થ એમ છે કે શ્રી ત્રિકમ તત્વ વિલાસનું ૨૩ મું પાનું આજે પ્રભાતે વાંચતાં લીટી ૩-૪ ના અંતગ્રહી બે શબ્દો ગમ્યા તે ઉપરથી એક ભજન તાત્કાલિક સ્ફુર્યું છે. તે ચાલુ બુકમાં લખી લીધું અને શેઠને કામે વાલકેશ્વર ગયો ત્યાંથી મહુલી ભણી વળતાં "**બસમાં**" એક ભજન સ્ફુર્યું તે પણ લખ્યું તેવામાં પાટણનો આનંદ આશ્રમ અધિષ્ટાતા તથા એમનું ભક્ત-મંડળ સાંભળી આવ્યાં. એટલામાં તો કવિશ્રીનો પત્રજ પ્રત્યક્ષ થયો. કવર ઉકેલી જોતા જણાયું કે એક કવિતા એકાંતીક સ્થાનમાં લખેલી હોઇને બીજી ગરેવી ગરણી છે, અર્થાત આ પત્ર કવિશ્રીનેજ લખવો એમ ફલિત થયું. **અહં પત્ર** પરાધિન ગુરુ મહારાજને નમ્ર નમન. ગુરૂ મહારાજ પરાયણ કાશીબ્હેન બેચરદાસ જડીયા આદી સાધક વૃંદને નમ્ર નમન કહેશો.

લી૦ રોહાવાળાના જય સદગુરૂ.

**कविश्री कालिदासभाइप वकील विनायकराव सखाराम देवलालीकरने लखेलो पत्र.**

—દોહા ચાલ—

સ્વસ્તીશ્રી શુભ સ્થળ, રૂડું કલોલ ગામ;
નામ તેવા ગુણ છે, આનંદી તમામ. ૧

'કૃષ્ણ સદન નામ, 'ભક્તિ લોચન એક;
રામ લક્ષમણ જોડી, 'હરિ ભજન વિવેક. ૨

વકીલ 'વિનાયકરાવ' છો, અટકે દેવલાલી ખાસ;
લઘુ બંધુ કૃષ્ણારાવ છે; મહારાષ્ટ્રીય છો ખાસ. ૩
વકીલ અને ડોકટરનો, ઉદ્યમ બંનેને સાર;
ધ્યાન 'યોગિ નામ 'યોગિ, બંને છો નિર્ધાર. ૪
લખી તંગ પાટણ પુરથી, ભટ્ટ 'કાલિદાસ;
વંદન કરૂ સ્નેહથી, પહોંચે મનની આસ ૫
અતિ જુલ્મ કળિકાળમાં, વાદ અને વિવાદ;
જોર વધ્યું વૈખરીનું, કરતા બહુ બકવાદ. ૬
ગ્રંથ ઘણા કળિકાળમાં, ગીતા પુરાણને વેદ;
શુષ્ક વેદાન્તી બહુ થયા, સમજે ના સાચો ભેદ. ૭
જ્ઞાન ગ્રહી પોપટનું, કરતા બહુ બકવાદ;
ભ્રષ્ટ થયા સવર્ણો, ધરે વાણીનો પ્રસાદ. ૮
યોગિ ભકતો બહુ થયા, ચારે યુગ અમાપ;
ગુપ્ત નિવાસ છે હજુ, જેનો બહુ પ્રતાપ. ૯
વખાણ કરી તે સતના, તેથી હરખવું શું;
સાધન સાધવું સ્નેહથી, થઉ ના આળશું. ૧૦
કરીએ સાધન આપને, તો આવે સૌ કામ:
ઘણા કરે સ્મરણ પૂજા, જેથી મળે શ્રી રામ. ૧૧
વધુ લખુ શું આપને, આપ છો વિદ્વાન;
જવાબ આપો માનમાં, ભકિત યોગને જ્ઞાન. ૧૨
કાશી બ્હેનના, ગ્રહણ કરો પ્રણામ;
હૃદય કલ્લોલ, ભજતા હરદમ રામ. ૧૩

સદ્‌ગુરૂ દીન બાળ છે, મહાત્મા ત્રિકમલાલ;
શુભ આશિર્વાદ તેમના, હૃદય રૂડો ખ્યાલ. ૧૪
કૃપા કરો આ રંક ઉપર, વિનવે કાલિદાસ;
અહંમ મમત્વ હું તજુ, ઓળખાય અવિનાશ. ૧૫

वकील विनायकराव सखाराम देवलालीकरे कविथी
कालिदासभाइने आपेलो जवाब.

—દોહા—

વિનતી સુણો આહારી, પત્ર મળ્યો સોમવાર;
નાહના યોગ સહુને, આનંદ થયો અપાર.
યશ પ્રભુના ગાઈને, સુખી કર્યો સંસાર;
કેશી યતની ચિંતા નથી, કર ગ્રહ્યો કિરતાર.
સર્વે છે આનંદમાં, કુશળ તમારી ચાહ્ય,
ખાત્રી પુરી પડશે, જો ત્રિકમ દર્શન થાય.
રાખી પ્રેમ ઉરમાં, નમન કરૂ હરિજન;
મરજીવો થઈ ફરૂં, આપ્યું હરિને મન.
નામ રૂપમાં પ્રેમધરી, નિર્ગુણનો વિચાર;
દંડી શકાય નહિ કાળથી, વશ રહે ગિરિધાર.
ફેર નહિ ત્રિભોવનમા, ઐક્ય ભાવ જો થાય;
વળી સંત સમાગમે, સંત તે કહેવાય.
તમોને હું શું લખું, ત્રિકમ જેને સ્હાય;
છે આ દાસ તેમનો. પાયે લાગુ સદાય.

**તા. કઃ**—ભાઇ કાલિદાસ તમો કવિ હોવાથી કવિ પ્રિય છો. મારામાં શકિત નથી તોય આ જીંદગીમાં આ દોહરો કરી મોકલાવ્યો છે તે સ્વિકારશો

ભગવતિ કાશીબ્હેનને આશિશ અને સદગુરૂ નિકમ મહારાજને નમન કહેશો.

લી૦ વકીલ વિનાયકરાવ સખારા
દેવલાલીકરના વંદ

---

## કવિ કાલિદાસનાં પ્રસંગ વસાત લખાયેલાં કાવ્યોઃ-

(૧)

નવ ગજના નમસ્કાર,
નાગાને નવ ગજના નમસ્કાર—ટેક
ભૂત ભૈરવને ક્ષુદ્ર પૂજતા;
જાણીને ચમત્કાર—નાગાં
શ્વાન સંતોષ થાય રોટલાથી,
પૂછડી સીધી ન હોય લગાર—નાગાને
ઉચ નહિ એ નીચ સમજવા;
હૃદય બહુ વિકાર—નાગાને
કે' કાલિદાસ પ્રભુ ભજવા,
સજ્જનના શુભ વિચાર—નાગાને

   

(૨)

ૌદશીયાનું જોર,

જગમાં ચૌદશીયાનું જોર—ટેક૦

કાગ્રેસ નામે કપટ કરવું;

કરવા કર્મો ઘોર—જગમાં

ગાંધીજીના ભક્ત કા'વે;

પણ નહિ સાચો દોર—જગમાં

જગ ઠગવા ઘણા પે'રે ખાદી,

કુદરતનાં એ ચોર—જગમાં

પરોપકારી ધધો પત્રકારનો,

પણ છિદ્ર શોધન તજતા કોક—જગમાં

કહે કાલિદાસ સાચી સેવા;

તે જાયે સ્વર્ગ લોક—જગમાં

   

(૩)

કોરટે, કોઈ જશો નહિ;

કોરટ કોઈની નથી,

કલમની કોરટ એ;

સત્ય શોધનાર નથી

ખૂન કરનાર જાય બચી,

સાક્ષી તણા જોરથી

(૭)

રક્ષણ તો રઘુવિરનું;
અવરનું શું કામ,
માત પિતા ભાઈ ભગવાન;
વ્યાપક પૂરણ કામ.
પુરણ ભરોસો તેહનો;
કરીયાં છે મુજ કામ,
દેહ ગયે ચિંતા નહિં;
સાચા સગાં સુંદર શ્યામ.
ચૌદ લોકના નાથ જે,
પ્રાણ વલ્લભ દીન દયાળ,
મહા સમર્થ મુજ શિર ધણી;
મુજ બાળકની લેશે સંભાળ.
જગતના અવનવા અનુભવો;
હૃદય આવ્યો વૈરાગ્ય,
મોહ મુકુ નીજ કુટુંબનો;
સાચો અંતર ત્યાગ.
ક્ષદ્ર વિચારના માનવીયો;
નથી દીલ ઉદાર,
ધર્મની વાતો કરે;
રીઝે નહિ કિરતાર.

ચાર ધામની ભલે યાત્રા કરી;
વળિ સપ્ત પુરી નિરધાર,
સમ ભાવ સમ દ્રષ્ટિ નહિ;
નહિ શાન્તિ લગાર. ૬

જગ ઠગવા ઘણા ખાદી પે'રે;
ભલે કોંગ્રેસી હોય સાર,
ગાંધી ગુણ ગાય સ્વારથે;
નહી હૃદય દયા લગાર. ૭

હૃદય રામ રટવા;
પૂરણ પ્રભુ પર વિશ્વાસ,
અંતર અવાજ અવિનાશનો;
અનૂંભવે કે' કવિ કાલિદાસ. ૮

---

(૮)

શુરવિરને સંકટ ઘણાં;
.ના મર્દને તે નથી,
જે વિર વિઠ્ઠલના,
તે કોઇથી ડરનાર નથી.
હરખ અને શોક;
બહાદુરને મન નથી,
ગ્રહી શાન્ત તરવાર;
ફેરે વિશ્વમાં સર્વથી

ભકત જે ભગવાનના;
સાચા છે મહારથી.
જન સેવા ધર્મ તેમનો;
કાલિદાસ કે' ભાવથી.

(૯)

રામ ભરોસો જેહને, થાયે તેનાં કામ;
નિષ્કર્મ ગીતા માંહી, કહે સુંદર શ્યામ,
સત્યમાં આવે સંકટ પણ અંતે તેનો જય;
સત્ય લખવું સત્ય વદવું,' શાસ્ત્ર સૌ સત્યમય.
ધર્મ પંથો જગમાં ઘણા, પણ સૌ કહે છે એક;
નીતિ દયા રાખવી, આત્મભકિત સત્ય શુભ ટેક.
દિવાળી તો દિલમાં, વૃત્તિ છે બ્રહ્માકાર;
રોમરોમ આનંદ પ્રગટે, નૂતન વર્ષ એ સાર.
ભકિતયે ભગવાન મળે, સર્વ વ્યાપક અવિનાશ;
નામ સ્મરણ કળિયુગમાં, શ્રેષ્ઠ કહે કવિ કાલિદાસ.

(૧૦)

ગરીબમાંથી થયા ત્વંગર;
તે પૂર્વનાં તમ પુન્ય
અહંમભાવ આવ્યો જો આપમાં;
તો તમે પશુ તુલ્ય.
બારીક વસ્ત્ર ભાષા ફાંકડી,
તેથી રીઝે ના રામ.

ચાલાકી આ જમાનામાં;
સમજે જન તમામ.
નિંદા તજો અપ શબ્દ તજો;
તો સાચા છો સુધારક.
આત્મભાવ રાખો સૌમાં;
તો જાણું જન તારક.
સાચી ખાનદાની નમ્રતામાં;
ભલે પામ્યા ધન
ગુપ્ત સાહ્ય કરી આપ ભાઈયોને;
જીવન છે તમ ધન્ય.
ભલે મ્હાલો મહાલયમાં;
તેથી વિદ્વાન ના લલચાય.
નાશવંત સુખ એ સ્વર્ગનું;
વિદ્વાન ને મન સમજાય.
કરો પરોપકાર પ્રેમથી,
તો અમે તમારા દાસ.
દીલ દયા એ દિવાળી;
સાચુ કહે કવિ કાલિદાસ

(૧૧)

અનુભવ આનંદ ઉરમાં;
સાચી દીવાળી તેહ
માનવ સેવા એ પ્રભુ સેવા;

નૂતન આનંદ એ
વ્યાપક પ્રભુ સર્વમાં;
આત્મા રૂપે એ ખાર
ક્ષમા શાન્તિ શણગાર સત્ય,
કહે કવિ કાલિદાસ



(૧૨)

બ્રહ્મ ધ્યાન દીપોત્સવી, લીલા અપરંપાર;
આનંદ અન્નકુટનાં કર દર્શન, પરમાનંદ નિર્ધાર
સત્ય સ્વરૂપ જે તુ તાહારૂ, કર તત્વ વિચાર,
ઘટ ગોવિંદ ભાસતાં, આવે ના રોષ લગાર
અપકીર્તિ ફેલાવવી એ સ્હેલ છે
પણ સદ્કીર્તિ ફેલાવવી મુશ્કેલ છે.
હૃદય વગર મન આનંદી
તે શું બચ્ચાંના ખેલ છે



## ॐ कार आरति

જય જય ૐ કારા, પ્રભુ જય જય ૐ કારા
સપ્ત ભુમિકા તે આપ, વ્યાપક વિશ્વંભરા જય
જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ, તુર્યામાં સારા પ્રભુ
તુર્યા તિત્ તે આપ, સૂન્ય શિખર મારા જય
અગમ નિગમ ગાવત , જ્યોતની ધારા પ્રભુ
તાલ મૃદંગ વગાડે, ષટ્ શાસ્ત્ર વેદચારા જય
બ્રહ્મા વિષ્ણુ મહેશ, ગાય ગુણ તારા પ્રભુ
નિજ પદ તે તમે આપ, વળી પુરાણ અઢારા જય
ગંગા યમુના સરસ્વતિ, નિર્ગુણ પંથ ન્યારા પ્રભુ
પરા પાર પરમેશ્વર, સર્વે સર્વેશ્વરા જય
કહે કાલિદાસ ચૌદ ભુવનમાં, આપ રમનારા પ્રભુ
ભાવે આરતિ ગાતાં, સ્વ સ્વરૂપ દેનારા જય

હરિ ૐ શાન્તિ ! શાન્તિ !! શાન્તિ !!!



# आध्यात्म धार्मीक पद्य ग्रंथ.



## गद्य विभाग.

(જેમાં મુસાફરી વર્ણન અને કવિ જીવનના ટુંક ક્થાંતો વિ.)

## પાટણથી જયપુર.



(૧) જયપુરમાં કોંગ્રેસ અધિવેશન હોઇ મને તે જોવાને જે મહદ્ ભાગ્ય પ્રાપ્ત થયુ તે માટે મારા જુના સ્નેહી મિત્ર ચાણસ્મા તાલુકા કોંગ્રેસ પ્રમુખ શ્રી વકીલ **અંબાલાલ શીવલાલ પટેલનો** ખાસ આભારી છું. કારણ મારો જવા આવવાનો ખાવા વિગેરે રેલ્વેનો તમામ ખર્ચ તેઓશ્રીને ઉપાડી લીધો હતો.

(૨) સંવત ૨૦૦૫ ના માગસર સુદ ૧૩ ને મંગળવાર તા. ૧૪-૧૨-૪૮ ના રોજ હું પાટણથી અમદાવાદ જતી બપોરની ૩ ની ટ્રેનમાં બેઠો. મણુંદરોડ સ્ટેશને સંકેટ મુજબ વકીલ શ્રીમાન અંબાલાલ શીવલાલ પટેલ, રાજેશ્વર પટેલ ભગુભાઇ અમથાભાઈ લાટીવાળા, રા ગઢવીજી અજીતસિંહજી તે ચાણસ્મા તાલુકાના ઓડીટર સાહેબ. નારણભાઈ અમીચંદભાઇ પટેલ; દ્વિતીય વકીલ અંબાલાલ

શંકરભાઈ પટેલ, ચાણસ્માના પ્રખર કાર્યકર ચમનલાલ આત્મારામ ભાવસાર, વકીલશ્રી અંબાલાલભાઈ શીવલાલભાઈના ચી૦ ભાઇ ભોગીલાલ, વકીલશ્રીના મહેતાજી સોમાભાઈ મગનભાઈ, વકીલશ્રીના ભાણેજ નરેન્દ્રકુમાર પ્રાંગધ્રાવાળા, પા. ખોડાભાઇ છગનલાલ કોંટ્રેકટર, એક ભક્ત યુવક લણવાના, રા. જયકીશનદાસ ગોદડદાસ પટેલ - તે પ્રમુખ ચાણસ્મા તાલુકા ખેડુત સહકારી મંડળ પટેલ બ્રધંસવાળા ભાઇ કાન્તિલાલ, હારીજવાળા પટેલ મનુભાઇ છગનભાઇ, હારીજવાળા પટેલ ઇશ્વિરભાઇ કાશીભાઇ વિગેરે હતા. મહેસાણાથી પાટણવાળા વકીલ સુમંતરાય મથુરરાય મજમુંદાર, અખંડ સૌભાગ્યવંતા મંદાકીની બેન (વકીલ સુમંતરાયનાં મીસીસ)

(૩) મહેસાણા સ્ટેશને અમે સૌ ઉતર્યા. અમારી મંડળી વકીલ સુમંતરાયના પ્રેમાગ્રહે તેઓને ત્યાં ચા પાણી પાન સોપારી લઈ તેઓ સહ સ્ટેશને આવ્યા. અહી સ્ટેશને ભાથુ છોડી નાસ્તો કીધો. મને પણ વકીલ અબાલાલભાઇએ તથા કાર્યકર ભાવસાર ચીમનલાલભાઇએ સંપુર્ણ નાસ્તો કરાવ્યો. ખાસ સ્પેશીયલ **અમદાવાદથી જયપુર** દોડતી હોવાથી મહેસાણા કોઇનો ટન લાગતો નહોતો જેથી જયપુર જનારા આ તરફના મુસાફરોને અમદાવાદ જવું પડતું હતું પરંતુ અમારી મંડળી અહી ઉતરી તેનું શું થાય ! સ્ટેશન માસ્તર પાસે રાત્રીના ૧૦ વાગ્યા સુધી નકાર જવાબ મળતા અમોને ઘણીજ દીલગીરી થઈ, પરંતુ અમારૂ ખાહોસ મંડળ મુખ્ય સ્ટેશન માસ્તર શ્રીમાન હેમર સાહેબને બંગલે પહોંચી

ગયું અને સત્ય હકીકત નીવેદન કરતાં મી૦ હેમરે જાતે આવી અમોને જયપુર લઈ જનારી સ્પેશીયલ ગાડીનો બંદોબસ્ત કરી ગયા આ પ્રસંગે મે. હેમર સાહેબની જય બોલાવી રાત્રે ૧૨ા બારે ટ્રેન આવતાં. અમો ખાસ સુંદર ડબામાં બેઠા અને સીટો સુંદર અને લાંબી હોવાથી પોત-પોતાની જગ્યા લઇ બીસ્તરા પાથરી સીટ ઉપર સૂતા. રસ્તામાં આનંદ આનંદ ને આનંદ પ્રભાત થયું. સૌએ વારાફરતી પ્રભાતીયાં ને ભજનો ગાયા, તેમાં ગાંધીજીનું રજીસ્ટર ભજન **વૈષ્ણવ જન તો તેણે રે કહીયે રે, જે પીડ પરાઇ જાણે રે.** એ ભજનથી સૌને વધારે આનંદ થયો તા. ૧૫-૧૨-૪૮ ના સવારે ૮ વાગે મારવાડ જંકશને અમારી ટ્રેન આવી ત્યાં અમો સૌએ ચા પાણી પીધા અને ત્યાં સુંદર ઘીની મીઠાઈ લીધી. આ તરફની પવિત્રતા બહુ જોવામાં આવી. સરસ ચોખું ઘી આ તરફ જોવામાં આવ્યું રબડી એટલે બાસુદી પુરી અને બટાકાનું સુંદર શાક. આ તરફનો પેટન્ટ ખોરાક કહેવાય છે. અહીયાં સ્ટેશને કોંગ્રેસના ફરમાન મુજબ નાહવા ધોવા માટે ગરમ પાણીની ખાસ સગવડતા રેલ્વે પર રાખવામાં આવી હતી.

રાજેશ્વર ભાત્રસાર ચીમનલાલ આત્મારામભાઇએ પોતાના ડબામાંથી ભાથુ કાઢી મને આપ્યું. આ વખતે અમને અમારા સગા ભાઇ જેટલો આનંદ આવ્યો. શુદ્ધ આતમ મિલન આનું નામ! લગભગ સવારે ૧૧ વાગે અમો અજમેર પહોંચ્યા અહી પણ અનેક જાતની ખાવાની સુંદર

વાનીયો હતી. અહી પણ સૌએ નાસ્તો કીધો જેમાં મારો સમાવેશ થયો હતો.

ત્યાંથી અમારી ટ્રેન રવાના થઇ અને ગાંધીનગરજયપુરથી સાત માઈલ દુર હતું અમારી ટીકીટ અધીવેશનને લઈ ગાંધીનગર હોવાથી સો ગાંધીનગર બપોરના સવા ત્રણ વાગે ઉતર્યા કોંગ્રેસ તરફથી મોટરો રોકવામાં આવી હતી તેમાંની એક મોટરમાં અમારો સામાન ભરી અમો સૌ બેઠાં સાંજના સાત વાગે અમારા બ્લોકનું ઠેકાણું પડતાં જી નંબરમાં અમારો બ્લોક નંબર ૧૬૫, ૧૬૬ હતો અમો અમે સૌ ઉતર્યા. બ્લોકો તેના રસ્તાઓ વિગેરેની રચનાઓ મુંબઇ જેવીજ હતી એટલે કદાચ કોઈ ફરવા જાય અને બ્લોક ભુલી જાય તો શોધવો મુશ્કેલ થઇ પડતો વૉલંટીઅરોની વ્યવસ્થા ઘણીજ સારી હતી પરંતુ ભાષાના અજાણ તથા ગુજરાત જેવા કેળવાયેલા ન હતા જેથી અહીયાં કેટલીક મુશ્કેલીઓ પડતી હતી

અમારામાના કેટલાક ભાઇઓને એફ નંબર મળ્યો હતો તેજ રાત્રીએ પાણીની માટલી ઇલેકટ્રીક વીગેરે આવી ગયાં. બીછાનામાં દેશી સુંદર પાનની છાદડીયો હતી જેના ઉપર પોતપોતાના બીછાના સૌએ જમાવ્યા હતાં.

તા ૧૬ ના રોજ અમો સર્વ જયપુરના પ્રખ્યાત સ્થળો જોવાને ગયા. સંધ્યા થઈ જવાથી અમો સર્વ વકીલ અંબાલાલભાઈ શીવલાલભાઇ પટેલનાં સગા ઉમતાવાળા

નરોતમદાસભાઇને મળવા ગયા તેઓની મુખ્ય પેઢી ઝવેરી પ્રીતમચંદ અમીચંદની હતી ત્યાં તેઓશ્રીએ અમો સર્વેને રહેવાને ઘણોજ આગ્રહ કર્યો પરંતુ સૌની અનીચ્છા હોવાથી ચા પાણી લઈ ગાંધીનગર ગયા. મારે ગલતા તિરથ જવાનું હોવાથી હું ત્યાંજ રોકાઈ ગયો. બીજે દિવસે સવારે છ વાગે પરોઢમાં એટલે તા. ૧૭ ના રોજ ગલતા તિરથ જવાને નીકળ્યો રસ્તામાં કેટલાક મારવાડી ભાઈઓની સોબત મળી ગલતા જયપુરથી બે માઈલ દુર હોઇ રસ્તો સુંદર પાકો સીધો હતો એટલે જનાર બીન તકલીફથી જઈ શકે છે ગલતાની સપાટીએ આવ્યો અને ગલતા તીર્થ પહાડ પર હોવાથી મેં ચઢવાનું શરૂ કર્યું. ચઢાવ સુંદર સારો છતાએ દોઢ માઈલ તો ખરો પહાડ પર જવાને આથી બીજો ટુંકો રસ્તો છે, પણ ખાડા ટેકરા હોવાથી ભયકારક છે અહીનું કુદરતી અવલોકન ખાસ જોવા જેવું છે. બે કુંડો છે તેમાં પહાડ પર ઉંચેથી પાણી પડે છે. દંત કથા છે કે અહીયાં આગળ કોઈ એક રૂષિની તપસ્યાએ ગંગાજી પ્રગટ થયાં હતાં. આ કુંડમાં સ્નાન કરવાનું ઘણું મહાત્મય છે. સ્વ. મહાત્મા ગાંધીજીની ભસ્મ પણ આ કુંડમાં પધરાવવામાં આવી હતી. આ કુંડમાં સ્નાન કરવાથી અનેક જન્મોના પાપો નસ્ટ થાય છે. સ્નાન કરી અહી થોડોક આરામ લઈ એક છેડા ઉપર ઈશ્વર ધ્યાનમાં બેઠો અને એક કાવ્ય લખ્યું. અહીં બીજાં પણ ઘણાં મંદીરો છે. તળેટીમાં તથા ઉપર સુંદર ધર્મશાળાઓ પણ છે. વૃદ્ધ માંણસો ચડતાં

ઉતરતાં થાકી જાય છે., હું વળતી વખતે એક નાનો ટાંગો લઇ જયપુર આવ્યો નરોત્તમદાસે સુંદર રસોઈ તૈયાર કરેલી તે તથા જલેબી જમી ૧૧ વાગે મોટરમાં ગાંધીનગર હું મારા ૭ નંબરમાં આવ્યો તા ૧૮, ૧૯ના એટલે બે દિવસે કોંગ્રેસની ખુલ્લી બેઠક હતી અમારામાના સૌએ તેમાં રૂા ૧૦)ની ટીકીટ લઇ બેઠા. હું નેતાઓના ભાષણો બહાર રહી સાંભળતો હતો રાત્રે અમારા મિત્રો કહેતા તેમના સ્વમુખે સાંભળતો તથા પેપર દ્વારા જોઈ લેતો.

મંચ ઘણો શોભાસ્પદ બરાબર છપન ફુટ ઉંચો હતો આ દ્રશ્ય અલૌકીક હતુ કોંગ્રેસ નગરમાં હિંદુસ્થાનમાંથી સ્ત્રી પુરૂષોની સંખ્યા ૧૦ થી ૧૫ લાખ માણસની કહી શકાય પાણીની સંડાસની વિગેરેની સુંદર વ્યવસ્થા હતી. બધાઓને જમવાને માટે કોંગ્રેસ સરકારે ૫૦ રસોડાં ખોલ્યાં હતાં માણસો જેમ જેમ આવતાં તેમ તેમ જમતાં.

જમવાને માણસ દીઠ એક વખતનો એક રૂપીયો હતો સવારે દાળ ભાત પુરી શાક મઠો વિગેરે. સાંજે ખીચડી કઢી વિગેરે હતાં ખોરાક ઘણોજ ઉંચા પ્રકારનો હોઇ સારો હતો, ઘી પણ ચોખ્ખુ અને સ્વચ્છ હતું, અહી પંકિત ભેદ હતો નહી સૌ એક સાથમાં જમતા હતાં જેમાં અંત્યજ, મુસ્લીમ, હિંદુ જ્ઞાતિમાં વાણિયા નાગર બ્રાહ્મણ પટેલ વિગેરેનો સમાવેશ થઈ જતો હતો.

પાટણથી ઘણાજ લોકો આવેલા, જેમાં બ્રાહ્મણ નાગર [illegible]ંદજની એક ખાસ ટુકડી હતી; તે અલગ નંબરમાં

ઉતરી હોઇ એક સુરતી લોજમાં જમતી હતી અમારા જી નંબરમાં પાટણના ચુસ્ત સુધારક નાગર ગૃહસ્થ વકીલ સુમંતરાય મથુરારાય મજમુદાર અને તેમનાં પત્ની મંદાકીનીબેન આવ્યાં હોઇ તેઓ અમારી સાથે કોંગ્રેસ રસોડે જમતા હતાં હું ચુસ્ત મનાતની એટલે મને ઘડીભર ગમગીનતા થઈ પણ મેં વિચાર કર્યો કે, 'શ્રી જગદીશમાં રાંધેલા ભાત સૌ સાથમાં જમે છે એટલે અહીં પણ જગદીશ મેળો સમજી આ મનને સાંત્વન કર્યું', વળી અહીં પણ વિચાર આવ્યો કે પાટણ જતી વખતે રસ્તામાં પુષ્કળ તિર્થ આવે છે તેમા સ્નાન દર્શન કરવાથી અનંત જન્મોના પાપો નસ્ટ થાય છે. તેથી હુ પણ તેમ કરીશ એમ અનેક રીતે આ મનને સમજાતાં શાન્તિ થઈ

તા. ૨૦ના રોજ હમારી મંડળી અને હું આમેરનો કિલ્લો જોવાને નિકળ્યા મોટરવાળા આ વખતે ફાવે તેમ ભાડુ પડાવતા હતા આ કિલ્લો જેપુર શહેરથી આઠ માઈલ દૂર છે રસ્તામાં હિંદભરના રાજા મહારાજાઓને ઉતરવાના નાના મોટા બંગલાઓની લાઇન જોવા મળી અહીં સુંદર સ્વચ્છ કુદરતી અવલોકન બગીચાઓ, જળાશયો જાતજાતની વનસ્પતી જોઈ શાંતિ થાય છે હમારી મોટર પહાડ ઉપર ચઢી સીધી સડક હોવાથી રસ્તો કઠણ લાગતો ન હતો ઉપરથી નીચે જોતા કુદરતી અવલોકન - જોઈ જગતની ચિંતાઓ અહીં વિરમી જાય છે **જેપુર એટલે હિંદુસ્તાનનું પેરીસ** અને દેખાવ ભવ્ય લાગતો હતો

એક કવિતા ગોઠવી લખી

જયપુર જોયું નહિ, જીંદગી બરબાદ છે;
આમેર કિલ્લો તેનો, હિંદમાં આબાદ છે.
જયપુર જોયું જેને, સ્વર્ગના બરાબર છે.
હિંદુ સંસ્કૃતિ તેમાં. મંદિરો અપાર છે.
ગઢતા તિર્થ પવિત્ર, પહાડ ઉપર શોભે છે;
પુરાણું અને પ્રસિદ્ધ, ભકત હૃદય શોભે છે.
કહે કવિ કાલિદાસ, લખતાં ગ્રંથ થાય છે;
કાગ્રેસ અધિવેશન, જયપુરે શોભાય છે.

આમેરના કિલ્લાનો ચઢાવ સરસ સુંદર અને શોભાસ્પદ છે ઉંચે ઠેઠ ટોચ ઉપર જયપુર શહેરનો પુરાણો મહેલ જોઇ હિંદુસ્તાનના કોઇ પણ પ્રવાસીનાં હૃદય થંભ્યા વિના રહેતાં નથી. કહેછે કે, આ મહેલ જોવાને વિદેશીયો પણ આવી ગયા હતા અનેચકિત થયા હતા સુંદર હવાપાણી લીલોતરી અને મહેલની ભવ્યતા તેની ભુલ ભૂલમણી જોઈ હાલના રાજાઓના મહેલ તેની સમીક્ષામાં કઇ વિસાતમા નથી. આના ઉપર છેક શિખર ઉપર રાજાનો એક ઘણોજ જૂનો મહેલ અને કિલ્લો છે જ્યાં ઉઘાડી તલવારે પોલીસ પેરો ભરે છે અને મીલીટરી પણ અહીં રહે છે. લોકોનુ માનવું છે કે, અહીં અખૂટ ધન અને જવેરાત છે એમ કહેવાય છે એક કહેવત છે કે:—

...તાન જોયું પણ જયપુર જોયું નહિ

## તો જીંદગી બરબાદ છે, જયપુર જોયું પણ આમેરનો કિલ્લો જોયો નહિ તેને કંઇ જોયું નહિ

મહેલના કિલ્લામાં ચમત્કારી વિકાળ શિલા દેવીની મૂર્તિના દર્શન કર્યા જુના વખતમાં આ દેવીએ જયપુરના રાજાને અજબ ચમત્કાર બતાવ્યો હતો અને સહાય કરી હતી રાજા દેવી ભકત હતો

અહીયા અમને એક દીલગીરી થઈ તે એ કે શીલા દેવીને દરરોજ બે બકરાનો ભોગ અપાય છે અમોએ બારીક નિરીક્ષણ કર્યું હતું કેટલાંક બકરા એક બાજુએ બાધેલા હતા માતાજી આગળ ખૂટલી તરવારે જયપુર પોલીસ કાયમ પહેરો ભરે છે અને બીજી પણ ઘણી પોલીસ રહે છે

ઉપરથી નીચે પાછા ફરી અમો મોટરમાં બેસી પાછા જયપુર આવ્યા પુરી, શાક, જલેબી વિગેરે ઘીની મીઠાઇ જમ્યા અહીયા ખડી (બાસુદી) પુરી, શાક પેટ ટ ખોરાક કહેવાય છે આઠ દશ આનામા માણસો સારૂ પેટ ભરી શકે છે

નાસ્તો કરી ગોવિદજીના વિશાળ મદિરના દર્શન કર્યા વકીલ સુમતરાયભાઈ તથા મદાકિનીબેન મદિરની સુદર કારીગરી સીટપ કામ જોઈ ખુશ થયા જ્યારે અમોએ ધાર્મિક દષ્ટિથી દર્શન કરી આનદ પામ્યા

મદિરના સામે રાજાનો બીજો મહેલ છે રાજાને

તેમજ તેમના કુટુંબને દર્શનાર્થે ... ... ... ...
આવી શકાય છે તેમ મહેલમાં બેઠા બેઠા પણ દર્શન થઈ
શકે એવી ગોઠવણ કરી છે.

ત્યાર પછી અમો સૌ ગાંધીનગર આવ્યા, અમારામાંના
કેટલાક ભાઈઓ આગ્રા, ગોકુળ, મથુરા, વંદ્રાવન રવાના થયા
જ્યારે મેં કેટલાક વખત ઉપર ઉપરોક્ત યાત્રા કરેલ હોવાથી
હું પાછો ફર્યો

રાત્રે હું તથા મુંબાઈના એક શેઠ અને અમદાવાદના
એક વેપારી એમ ત્રણ જણજ અમો રહ્યા. રાત્રી સત્સંગ
કરી પસાર કરી.

તા. ૨૧-૧૨-૪૮ ના રોજ જયપુરમાં હું આવ્યો
અને પરોપકારી તથા શુભ સેવાધારી પટેલ બાબુલાલ
લલ્લુભાઈ ઝવેરીને ત્યાં મારા પાટણના સદગુરૂ બંધુ રાજ-
યોગી જનક વિદેહી સમ ઝવેરી શાન્તીલાલ લલ્લુભાઈ પંડયા
ને ત્યાં મુકામ રાખ્યો. તેઓશ્રીએ મારા જેવા સાધારણ
માણસનું બાદશાહી સ્વાગત કર્યું. રાત્રે ભજનધૂન જામી
જેમાં ખંભાતની ઝવેરી મંડળી પણ હતી તેમાં ખંભાતના
ઝવેરી જમુભાઈએ તથા પંડયા શાન્તિલાલ ભાઈએ અર્ધ
રાત સુધી ભજન કીધા. આ પ્રસંગે હું પાટણવાળા
જયંતિલાલ પી જોશીને ત્યાંપણ ગયો હતો. ત્યાંપણ તેઓ
શ્રીએ મારૂ સારૂ સ્વાગત કીધુ હતું. જુના જયપુરમાં મારા
ઓળખીતા અંબાશંકર નાગર કરીને એક ભાઈ મળ્યા અને

પોતાને ત્યાં લઈ જઈ રહેવા આગ્રહ કર્યો. પણ મને વખત ન હોવાથી ચા પાણી લઇ રવાના થયો. ખરેખર આજ ઈશ્વર કૃપા. **પૈસો એ આબરુ નથી પણ આબરુ એજ પૈસો છે એ કહેવત સાચી છે.**

ટાંગામાં બેસી હું જયપુર સ્ટેશને આવ્યો. લોકલમાં અજમેર રવાના થયો બપોરે સવા વાગે મોટરમાં પુષ્કર તીર્થ રવાના થયો. અહીંથી પુષ્કર દસ બાર માઈલ દુર થાય છે. પુષ્કરમાં પુષ્કર સરોવરમાં અસંખ્ય કમળો છે. અને આ વિશાળ સરોવરમાં ઘણાજ મગરો રહે છે. દર સાલ પચીસ ત્રીસ માણસોનો ભોગ લેવાય છે જેથી એકલા માણસે આ સરોવરમાં સ્નાન કરવા જવું નહિ. હું એક બ્રાહ્મણ સાથે સ્નાન કરી આવ્યો. સરોવર પર બેસી મેં એક કવિતા લખી બાદ બ્રહ્માજીની મૂર્તિનાં દર્શન કર્યાં. કહે છે કે હિંદુસ્તાનમાં બ્રહ્માની મૂર્તિ અહીંજ છે. બાદ રમડી પુરી શાક વિગેરેનો નાસ્તો કરી મોટરમા સાંજે ચાર વાગે બેઠા જેમાં ગુજરાતી ઉપરાંત યુ પી. ના કેટલાક કોગ્રેસવાદી ભાઇઓ હતા. તેઓ મોટરવાળા સાથે તકરારમાં ઉતર્યા. કારણ કે મોટરવાળાઓએ કાળા બજાર કર્યા હતાં જેથી મોટરવાળા મોટરો મુકી ગામમાં સંતાઈ ગયા. રાત્રિના બાર વાગ્યા સુધી પત્તો ખાધો નહિ પોલીસે પણું તપાસમાં ઢીલાશ કરી કહેવાય છે.

છેવટે થાકીને મોટરવાળાને સમજાવી-કાળા બજારનું

ભાડુ આપવું પડયું. કોંગ્રેસમેનો સાથે મારે સહેજ વાટાઘાટ થઇ. તેઓએ કહ્યું કે હમતો મઝા કે લિયે અહિ આયે હૈ કયોંકિ હિંદુસ્તાનકી પુરાની કારીગરી ઔર કુદરતી અવલોકન દેખને કે લીયે આયે હૈ.

અમારી મોટર ઉપડી ભયંકર કાળ રાત્રી પુષ્કળ ઠંડી અને વિકટ ઝાડી ઉંચા પહાડો વચ્ચે આ મોટર ચાલી પહાડથી નીચે ઉતરતાં અમારી મોટર બગડી અને બે ડુંગરો વચ્ચે ઉભી રહી. ત્યા તો વાઘનો ભયંકર અવાજ આવ્યો. જે સાંભળીને પ્રથમ તો અમારા કોંગ્રેસમેન ભાઈ ઓના હોંશ ગગડી ગયાં ને કહેવા લાગ્યા કે ઓ રામ હમ તેરી ગૌઆં હૈ હમકો બચાના ચાહિએ મેં તેઓને કહ્યું કેમ ભાઈ તમે તો અહીંયાં કારીગરી જોવા આવ્યા છો ને ? તરતજ તેઓ શરમિંદા પડી ગયા મોટર સમી થતાં ચાલી. બે વાગે રાત્રે અજમેર સ્ટેશને આવેલા લૉન્ડા ધર્મશાળામાં મુકામ કર્યો. રાત્રિ પસાર કરી. આ ધર્મશાળામાં દરેક જાતની સુંદર વ્યવસ્થા છે. બીજે દિવસે સવારે સોનાનું પ્રખ્યાત મંદિર અને મીરાંના મોટા દર્ગાહ જોયાં. આ દર્ગાહ જોનારે બહુ સાવચેતી રાખવાની હોય છે. કારણ કે ભોળા પ્રવાસીને મુસ્લીમ ફકીરો અનેક રીતે છેતરી પૈસા પડાવે છે આ બધુ જોઇ વહેલા સવારે એટલે આઠ નવ વાગે ઘીની તાજી જલેબીનો નાસ્તો કરી હુ દિલ્હી મેલમાં બેસી પાટણ રવાના થયો સાંજે સાત

વાગે મહેસાણા સ્ટેશને મેલ આવ્યો અને હું પાટણ લોકલમાં રાત્રે દશ વાગે પાટણ ઉતર્યો

વાચક ! તું આખા હિંદની મુસાફરી ભલે કરે પણ મારી તને ભલામણ છે કે તું એક વખત જયપુર જરૂર જજે અને ઉપરોકત બાબતો અવશ્ય નિરખજે. અસ્તુ



## कवियोनी स्थिति केवी होय छे ?

ગુજરાતનું જાણીતું રત્ન સ્વ. કવિ નર્મદાશંકર લાલશંકરે પોતાના જીવન સંબંધી લખેલ બ્યાનમાંથી કેટલુંક મનન કરવા યોગ્ય બ્યાન કવિ નર્મદાશંકર કહે છે કે—

મને ભાવિકપણાની ટેવ પડી ગયેલી હોવાથી નિશાળે જતાં કાળકાદેવીનાં દર્શન કરતો ને એટલું માગતો કે "હુ ઘણો અપરાધી છું ક્ષમા કરજે મા મારૂં સારૂ કરજે, ને ગાલે તમાચો મારતો. તે હું નિશાળે પહેલે નંબરે રહેવા કરતો એમ નહિ મુબઇમાં નર્મદેશંકર નામના મહાદેવ છે, જ્યાં થોડાંજ લોકો દર્શન કરવા આવે છે, ત્યાં હુ અંધાગમાં પૂજા અભિષેક કરીને, હું ઘણો અપરાધી છુ એમ કહી નાક લીટી તાણતો અને રામજી જતો તો ત્યાં ઘણીએક પ્રદક્ષીણ કરતો.

મારી ન્યાતમાં એવું કહેવાતું કે હું તેને (મારી સ્ત્રીને) બહુ દુઃખ દેતો પણ તે દુઃખ આ રીતનું હતું, કે હું ઘરમાં રાત્રે ૯-૧૦ વાગે આવતો તે પેલીને ઘરમાં એકલુ બેસી રહેવું પડતું, અને ઘરના બેગાઓ તેને મારે વિષે આડું આડું સમજાવતા તેથી તે મનમા જરાક બળતી પણ મને કંઇ જણાવતી નહી. તેમ એ શ્રીમંતની છોકરીથી મારા ઘરમાં લાંજ કૈડ બહુ થતી, તો પણ મ્હે કોઈ દહાડા એને ધમકાવી સરખી પણ નથી. અલબત્ત મને તેનું અતિ ભોળાપણુ પસંદ ન્હોતું ને તે ચતુર નહિ તેથી મારા પ્રેમનો જુસ્સો નરમ હતો. એ ભણેલી નહોતી તેમ ઘર કામમાં કુશળ ન્હોતી, પણ ભોળી સાચી ને આજ્ઞાંકિત ને મારા ઉપર પ્રિતી રાખનારી હતી. મને મારા સસરા જોડે બનતુ નહી, હું સુધારામા તે તેને ગમતુ નહી. મારી સાસુને

મારા પર બહુ પ્રેમ હતો પણ ઘરમાં, ચવણ મારી સાળીઓનું હતું તેમ એઓ મારી વહુને મારે વિષે કંઈ કંઈ આડું સમજાવતી; તેથી તેઓને વિષે મારો પણ ઘણોજ હલકો વિચાર હતો મારી મા તો એ બંને ઉપર વિવાહ મળ્યો ત્યારથીજ નારાજ હતી.

હુ મારી ચલિત વૃત્તિને ઠેકાણે આણવાને બહુ મથતો પણ મારૂં કઇ ફાવતુ નહી. સપ્ટેમ્બરની શરૂઆતમાં ધીરા ભગતનાં બે ત્રણ પદો મારા વાચવામાં આવ્યા તે ઉપરથી હું દહાડો રાત તેનીજ લવારી કરતો એ પદોના વિચાર મારી વૈરાગ્યવૃત્તિને મળતા હતા. ચોથે કે પાંચમે દહાડે મારા મનમાં સહેજ આવ્યું કે હું પણ એ રાગનું કંઇ બનાવુ. પછી મેં 'પરબ્રહ્મ જગતકર્તારે સમરોને ભાઈ હરઘડી' એ પદ બનાવ્યું. તે બીજે દહાડે 'જીવતું સુરખ સમજ રે કહ્યું હું ઘેલા ફરી ફરી' એ પદ બનાવ્યું. પછી વિચાર કર્યો કે આવી રીતે હું જાતે બનાવવાની ટેવ રાખું તો મારી વૃત્તિ ઠરી ઠામ થાય ખરી. કોઇપણ રીતે વૃત્તિ સ્થિર થાય એ મારે ઉદ્દેશ હતો. માટે પદો બનાવવાની ખટપટમા રહેવુ ને ઉભરો બહાર નીકળે તેથી ખુશ રહેવુ એ વાત મે નક્કી કરી.

મારૂ મન કવિતા તરફ લાગેલું તેથી મને સ્કુલમાં છોકરાઓ સાથે માથું ફોડવું દુરસ્ત ન લાગ્યુ. નિશાળના કામમાં દીલ ન લાગવાથી મેં માબાપને પૂછ્યા વિનાજ નવેમ્બરની ૨૩ મી એ સ્કુલની નોકરી છોડી દીધી

મે ઘેર આવી કલમના સામુ જોઈ આંખમાં તેને ઝળઝળીયા સાથે અરજ કરી કે, હવે હુ તારે ખોળે છુ કોઇપણ રીતની પેદાશની ગોઠવણ ન કરેલી તેથી મારા બાપ મનમાં તો બહુ દાઝયા પણ પછી એટલું કહ્યું કે—ભાઇ ઉતાવળ કરવાની શી જરૂર હતી ? મે

વિચાર કીધો કે કવિતા તરફ મારૂં મન છે. નીતિ તરફ મારૂં મન છે. ને બીજા કોઇ ઉદ્યમથી મારૂં મન માનતું નથી. વળી વિચાર્યું કે ભણવું, કમાવવું, માન મેળવવું, અને બૈરી કરવી એ સૌ આનંદને માટે છે; ને મને જ્યારે પદો બનાવવાથી આનંદ થાય છે ત્યારે હું તો એજ કામ કરીશ ને રોગ જવાર તો મળી રહેશે.

મને મથુરદાસ લવજીએ એ નિબંધો (બોધકવાતો) છપાવવાની ઇચ્છા દેખાડીને રૂ. ૭૫) આપવાનું કહ્યું હતું. તેથી મેં એ નિબંધો લીથો છાપથી છપાવવા ધાર્યા હતા તેટલામાં ભગવાનદાસ પરસોતમદાસને ત્યાં છોકરીઓનું ખીશન હતું. તે દહાડે ગાડીમા અમો સાથે ત્યાં ગયા હતા. ડૉ ભાઉએ એકેક નિબંધની હજાર હજાર નકલ ટાઇપમા છપાવવાનું અને બીલ પોતે ચુકવવાનુ કહ્યું. પણ પછી એ બેમાથી કોઈએ કંઇ આપ્યુ નહિ. વાચનાર એ વેળા ગરીબ ગ્રંથકારને કેટલી ગભરામણ થાય? મને એવા પ્રસંગ બહુ આવ્યા છે. મે કારક કાઢી બીલ ચૂકવ્યું ને ચોપડીઓ મંદીર અગાડી લુટાવી દીધી.

દેવું છએક હજારનું થઇ ગયેલું, (ચોપડીઓનું વેચાણ બંધ) અને તેમાંય હું હાથનો છુટો એટલે પુછવુંજ શુ? વળી શ્રીમંત મીત્રો તરફથી દ્રવ્યની મદદ મળતી નહિં.

નર્મદઅંક—મુબઇ તા. ૨૭ ઓગષ્ટ ૧૯૩૦



## एक कवि जीवननी रसिक कथा

આ તે કંઈ જીવન છે? સભાઓમાં જવું, કવિતાઓ બનાવવી આખો દહાડો લખ્યા કરવું, એથી અધિક બીજુ કંઇ છે ખરું કે નહિ?"

"ત્હારે બીજુ શું જોઇએ છે?"

"મ્હારે બહુયે જોઇયે છે. આ રતનીયા માટે હવે વર શોધવાનો છે, આ મોંઘીનું નાક વિંધાવવું છે, આ કેશવાના વાળ ઉતરાવવાના છે અને......"બસકર ત્હારું એ પુરાણ સાંભળ્યું."

"પુરાણ પુરાણ શું કરો છો. પરણ્યા છો શા માટે? કોઈ દિવસ ત્હમારું કોઇ પ્રકારે સુખ છે?"

હમણાં તું અહીંથી મહેરબાની કરી જા મ્હારે આ એક કવિતા પુરી કરવી છે"

બળી ત્હમારી કવિતા જ્યાં કંઈ વાત કરીયે ત્યાં એ રાંડ કવિતા આડી ને આડી" છણકો કરતી ચંપા ત્યાંથી ઉઠી અને ઉઠતાં ઉઠતાં આ કવિ પત્નિએ કવિતાને ભંડાય તેટલી ગાળો ભાંડી

"કવિ કિશોરલાલ કાંદાવાડીની એક ચાલીમાં રહેતો હતો એ જન્મથીજ કવિ હતો એના અંગે અંગમાં કવિતા ઉછળતી હતી; પણ એની અર્ધાંગના ચંપામા એમાં ઉલટું હતું એને તો કવિતા એટલે દીવાનાપણું લાગતું. કિશોર અને ચંપાની જોડી આ પ્રમાણે લગ્ન વિધિથી જોડાઈ હતી પણ બંનેના મન જુદાં હતાં

ગુજરાતમાં મહા કવિ થવાના કિશોરલાલને અભિલાષા હતી એની કવિતા સર્વત્ર ભાવથી વંચાતી કવિ કિશોરનું નામ ગુજરાતને ગૃહે ગૃહે સુપરિચિત હતું. ઘણા યુવાનો કવિ કિશોરને મળવાને ઇંતેજાર રહેતા. એની કવિતામાં ઉછળતી નુતન યુગની ભાવનાઓએ ઘણી વ્યકિતઓને વશ કરી હતી એને આખું સાક્ષરી ગુજરાત ચાહતું; એની પ્રશંસા કરતું, એની કૃતિ પોતે વધાવતું પણ એની અર્ધાંગના ચંપાને કવિતા શબ્દ સાંભળતાં તિરસ્કાર છુટતો.

(૨)

"કેમ દાણાવાળાને ત્યાં કહી આવ્યા કે નહિ, કે ઠાલા હાથે પાછા આવ્યા ? આ છોકરાં ખાશે કયાંથી ?" ઘરમાં કિશોર પગ મૂકે ત્યા ચંપાએ પોતાની સુવાસ પ્રસરાવી.

"કેમ બોલતા નથી ? આ છોકરાં શું ખાશે ? કવિતા ખાશે ?"

નોકરી નહિ મળવાથી હતાશ થયેલો કિશોર આ શબ્દોથી બે ઘડી વધારે હતાશ થયો. જે કવિતાને ગુજરાત વધાવે છે એ કવિતાની કિંમત એ પત્ની આમ આંકે ?

(૩)

"તમને તો હું કહીને થાકી ? આ પાડોશીનાં છોકરા કેવાં સુખી છે બાપ જ્યારે બહારથી આવે ત્યારે કંઈ ખાવાનું લઇને આવે પણ તમારા હાથમા તો કાગળીયાંજ હોય કોઈ [illegible] -ીઠું મોઢં થશે ખરં ?

"નોકરીનુ શું થયુ ? નક્કી કરી આવ્યા ?" ચંપાએ વાત ફેરવી.

"ત્યાં બની શકે એમ નથી" કિશોરથી બોલી જવાયું

"એતો જાણીતી'જ તમને કવિને નોકરી કોણ રાખે? મારા બાપને ત્યાં ચાલો તો બે દોઢીયા દેખશો" શિખામણ આપતી હોય તેમ ચંપા બોલી.

"કવિશ્રી છે કે ? એક યુવાને ચાલીમાંથી પ્રશ્ન કર્યો આવો ભાઈ શું કામ છે ? કિશોરે જવાબ આપ્યો

"હું એક માસિક કાઢવાનો છું તેમાં આપની કવિતા જો હોય તો દેજો" નવા આવનારે નમ્રતા પુર્વક કિશોરને વિનંતિ કરી

"જરૂર મારા સંગ્રહમાંથી અપ્રસિદ્ધ હશે તેમાથી એકાદ ખુશીથી આપીશ"

"પણ એમને શું લાભ આપશો ? સાળા મફતીયા આવાને આવા કેટલા આવે છે" ચંપાએ નવા આવનારને પણ વધાવ્યો.

"હ્મને એક કવિતા આને વિષે આપું તો ?" પોતાની પત્નિ તરફ આંગળી ચિંધતા કિશોરે હસીને વાત ઉડાવવા પ્રયત્ન કર્યો

"ખબરદાર મારે વિષે 'કવિતા લખી તો કવિતા શોભે નવરા માણસને એક પ્રકારનો લવારો છે" ચંપાએ બીજુ પ્રકરણ ખોલ્યુ ?

પેલો માણસ તો કવિનો આ ગૃહસ્થાશ્રમ જોઈ તાજુબ થયો.

(૪)

કલાવતિ બહેન (કવિના ધર્મ બહેન) ભજન મંડળીસહ આ કવિને ત્યાં આવે છે.

કલાવતિ બહેન કહે છે કે "કાલે તીરથદાસ મહારાજનાં ભજન કરાવવાં છે એ વખતે કવિની પ્રસાદિ પણ આપણને મળે તો સારૂ, આતો અણચિંન્તવ્યો લાભ મળે છે."

"બોલો કવિરાજ કાલે મ્હારા બંગલે પધારશો ?"

કિશોરથી આ યુવતીને ના કહી શકાઇ નહિ.

ગઇ કાલની ગોઠવણ મુજબ કિશોર કલાવતી બહેનની મોટરમાં બંગલે વખતસર આવ્યો હતો. કલાવતિનો પતિ રમેશ પણ સંગીત અને સાહિત્યનો રશીયો હતો. કિશોરનું તેણે અતિ સ્નેહભાવથી સ્વાગત કર્યું.

સહુ સાથે જમ્યા અને સંગીતની ધૂન મચી. બાવા તીરથદાસ પછી કિશોરે પોતાનાં ભજનો લલકાર્યાં આમ પ્રોગ્રામ પુરો થયો.

"કવિરાજ આજ અહિં સુઈ રહો તો ?" રમેશે છેલ્લે એક સુચના કરી.

"એમનાં ગૃહિણી એમની વાટ નહિ જોતાં હોય" કલાવતીયે હસતાં હસતાં કહયું.

(૫)

(કલાવતિ બહેન બીજે દિવસે કવિરાજને ત્યાં આવનાર હોવાથી કવિરાજની સત્કાર તૈયારી.)

પોતે એ શ્રીમંત વ્હેનનું શું સ્વાગત કરે ? બજારમાંથી થોડાંક ફળ લઇ આવ્યો અને સાફ કરી બે રકાબીયો તૈયાર કરી.

" આ બધી તૈયારીઓ કોના માટે? ચંપાએ પ્રશ્ન કર્યો.

"આજે આપણે ત્યાં બે ખાનદાન વ્હેનો આવવાની છે. કાલે તેમને ત્યાંજ જમ્યો હતો." કિશોરે ખુલાસો કર્યો.

" એને માટે મોસંબી અને સંતરાં અને મારે માટે ટાઢો રોટલો પણ નહિં કેમ ?"

"આપણે ઘેર કોઈ સારો માણુસ આવે તેનો સત્કાર આપણે કરવો જોઇએ." મીઠાશથી સમજાવતો હોય તેમ કિશોર બોલ્યો.

"ત્યારે અમે ખરાબ માણુસ હશું કેમ ?"

"તું આવી ને આવી રહી કોઇ દિવસ સુધરીશ કે નહિ ?" કિશોરથી બોલી જવાયું.

"ઓ-હો-હો સુધરવું એટલે શું. ઘરમાં હાંલાં લડતાં હોય અને બીજાને ખવડાવવું એ ? હજુ નોકરી તો મળતી નથી ત્યાં આવા ખર્ચ કેવા ?" ચંપાએ આમ કહ્યું. કિશોરથી આજે આ સહન થઈ શક્યું નહિ. ને તે બોલ્યો. "બસકર ત્હારી જીભથી હવે હું કંટાળ્યો છું. કંટાળ્યા હો તો હું કુવો પુરો બીજુ શું ? આવા મફતીયાં કોઇને કોઈ આવ્યાજ કરે છે અને મારા કરમમાં તો સુખજ નહિ આમ બોલતી ચંપાયે ધુસકા મુકયા

અર્ધાંગના નામની રાયચુરાની રસિક વાતોમાંથી

## भगवान श्री कृष्णनो अर्जुनने योग उपदेश.

॥ श्री भगवानुवाच ॥

अनाश्रितः कर्मफलं कार्यं कर्म करोति यः ।
स संन्यासी च योगी च न निरग्निर्न चाक्रियः ॥१॥

ટીકા—શ્રીકૃષ્ણ કહે છે–હે પાર્થ ! યોગી અને સંન્યાસી એક બીજાથી ભિન્ન છે એમ માનીશ નહિ, કારણ કે થોડો વિચાર કરતાં તે એકજ, છે એમ સમજાય છે માત્ર નામભેદ બે છે, પરંતુ વાસ્તવમાં ભેદ નથી, માટે જે યોગ છે તેજ સંન્યાસ છે જે પ્રમાણે એકજ માણસને જુદાં જુદા નામોથી બોલાવવામા આવે છે, કિંવા જુદાજુદા માર્ગોથી એકજ સ્થળે પહોંચાય છે અથવા એકજ પાણી જુદાં જુદા પાત્રોમા ભરવાથી જળમા ભેદ થતો નથી, તેજ પ્રમાણે સંન્યાસ અને યોગમાં ભેદ નથી હે અર્જુન ! જે પુરુષ કર્મો કરીને તેના ફળની ઇચ્છા રાખતો નથી. તેનેજ આ જગતમા સર્વની બુદ્ધિથી યોગી સમજવામા આવે છે પૃથ્વી વૃક્ષાદિકોને ઉત્પન્ન કરી તે માટે કાંઇ અહંકાર રાખતી નથી અને તેમાંથી ઉત્પન્ન થનારા ફળની પણ ઇચ્છા રાખતી નથી તેજ પ્રમાણે પોતાની સ્થિતિ અને પ્રકૃતિને અનુરૂપ જે જે કર્મો કરવાનો પ્રસંગ જે જે કાળે આવે, તે સર્વ યથાવિધિ કરવા છતા પોતામા કર્તાપણાની બુદ્ધિ ઉત્પન્ન થવા દેતો નથી, તેમજ પોતાના ચિત્તને ફળની આશા પ્રતિ વળવા દેતો નથી હે પાર્થ ! જે પુરુષ આવો હોય તેજ સંન્યાસી છે અને તેજ યોગી છે આવી નિષ્કામતા ઉપજ્યા વિના જે કોઇ વિહિત કર્મોને પ્રતિબાધક સમજી તેનો ત્યાગ કરે છે, અને પછી પાછો પ્રકૃતિને વશ થઇ અન્ય કર્મો કરવાને પ્રવૃત્ત થાય છે, તે એક લેપ ધોઇ નાખી બીજો લેપ લગાડવા જેવી વ્યર્થજ ખટપટમા પડે છે અને વ્યર્થ પીડા ભોગવે છે

ગૃહસ્થાશ્રમનો બોજો પ્રથમથીજ સર્વના શિર પર લાદવામાં આવેલો હોય છે, પરંતુ જે ગૃહસ્થાશ્રમના ધર્મો ન પાળતાં વગર અધિકારેજ સંન્યાસ ગ્રહણ કરે છે, તે એક ભાગને ફેંકી દઈ તરતજ બીજો બોજો પરવશપણે પોતાના શિર પર લે છે. શ્રૌતસ્માર્ત હોમાદિ કર્મોનું આચરણ છોડયા વિના અને કર્મોની મર્યાદાનું ઉલ્લંઘન કર્યા વિના યોગસુખની પ્રાપ્તિ એવા જ્ઞાની યોગીઓને સહજજ થાય છે.

यं संन्यासमिति प्राहुर्योगं तं विध्धि पांडव ।
न ह्यसंन्यस्तसंकल्पो योगी भवति कश्चन ॥२॥

**ટીકા:**—સાંભળ. જે સન્યાસી છે તે યોગીજ છે એવો એક વાક્યતાનો ધ્વજ આ જગતમાં અનેક શાસ્ત્રોએ ફરકાવ્યો છે. જે પુરૂષમાં ત્યાગવૃત્તિથી સંકલ્પનો લોપ થાય છે, તેનેજ યોગનો સાર જે ફલ તેની પ્રાપ્તિ થાય છે એમ અનુભવથી સિદ્ધ થયું છે.

आरुरुक्षोर्मुनेर्योगं कर्म कारणमुच्यते ।
योगारूढस्य तस्यैव शमः कारणमुच्यते ॥३॥

**ટીકા:**—આ પ્રકારે જેને યોગરૂપી પર્વતના શીખર પર જવાની ઇચ્છા હોય, તેણે કર્મનો સુલભ માર્ગ મૂકવો નહિ આ કર્મમાર્ગે પ્રયાણ કરવાની શરૂઆત થતા પ્રથમ તે પર્વતનાં યમનિયમરૂપી પગથીઆ ચઢવા પડે છે પછી આસનની વાટે થઇ પ્રાણાયામરૂપી ટેકરી ઉપર જવુ પડે છે, ત્યાર પછી પ્રત્યાહારમાં તો નિરાધારજ જવુ પડે છે. આ સ્થળે તો બુધ્ધિના પગ પણ લપસી પડે છે. આ કઠિન માર્ગે પ્રયાણ કરતા તો હઠયોગીઓ સુધ્ધાં પોતાની પ્રતિજ્ઞા છેવટ સુધી પાળી શકતા નથી. અભ્યાસના બળથીજ આ પ્રત્યાહારરૂપી કઠિન આકાશમાર્ગમાં તો ફક્ત-વૈરાગ્યના ટેકાથીજ મનુષ્ય ધીમે ધીમે ચાલી શકે છે. વળી વાયુરૂપી અશ્વની પીઠ પર બેસીને પણ માર્ગક્રમણ

કરવું પડે છે; અને તે કાયા ચિત્તને સ્થિર કરવાની વિસ્તાત જગા પર આવ્યા પછી ધ્યાનમગ્ન થવાય ત્યાંસુધી ચાલુ રાખવું પડે છે. પછી જે સ્થળે માર્ગક્રમણની દોડાદોડી અને પ્રકૃતિની અસ્વસ્થતા સમાપ્ત થાય છે, ત્યાં પહોંચતાંજ સર્વ પ્રવૃત્તિ બંધ પડે છે અને પાછળનું કશુંજ સ્મરણ રહેતું નથી. એવી-અવિકાર ભૂમિમાં સમાધિનો લાભ થાય છે આ ઉપાયથી જે યોગા રૂઢ થાય છે તે નિ સંશય પરિપૂર્ણ બની જાય છે હવે આવા પુરૂષના લક્ષણો તને કહું છું તે સાંભળ.

**यदा हि नेंद्रियार्थेषु न कर्मस्वनुज्जते ।**
**सर्वसंकल्प सन्यासी योगा रुढस्तदोच्यते ॥४॥**

ટીકા—જેને આત્મજ્ઞાન થયું હોય છે તેના ઇંદ્રિયરૂપી ઘરોમાં વિષયોનું આવવું જવું બંધ થયું હોય છે. સુખ અને દુઃખની ટકકરોથી તેનું મન ચલિત થતુ નથી. વિષયો મૂર્તિમંત થઇને તેની સમક્ષ ઉભા રહે તો પણ તેના પર તેની અસર થતી નથી. આવા પુરૂષની ઇંદ્રિયો કર્મ કરવાને પ્રવૃત્ત થતાં તેનાં ફળની તેના હૃદયમા ઇચ્છા હોતી નથી. દેહના વ્યાપાર ચાલવા છતા જે નિદ્રિતાવસ્થાવત ઉદાસીન હોય છે; તેનેજ ખરો યોગ સાધ્ય થયો છે: એમ તુ સમજ યોગીઓની આવી સ્થિતિ સાંભળી અર્જુન શ્રીકૃષ્ણને કહે છે—હે અનત સ્વરૂપ ! આપ જે કહો છો તે સાંભળીને મને નવાઈ લાગ છે; પરંતુ એ યોગીઓને એવી યોગ્યતા કોણ આપે છે ? તે મને કહો

**उध्धरेदात्मनात्मानं नात्मानमवसादयेत् ।**
**आत्मैव ह्यात्मनो बंधुरात्मैव रिपुरात्मन ॥५॥**

ટીકા—ત્યારે શ્રીકૃષ્ણ હસીને બોલ્યા—તારી વાત સાંભળી મને આશ્ચર્ય લાગે છે આવી અદ્વૈત સ્થિતિમા તે કોણ કોને શું આપી શકે ? મનુષ્ય જ્યારે ભ્રાંતિરૂપી શય્યા પર અખંડ અજ્ઞાનથી નિદ્રિત હોય છે, ત્યારે જન્મમૃત્યુનાં દુષ્ટ સ્વપ્નો ભોગવે છે પછી અકસ્માત

જાગ્રત થતાં તેનાં જન્મમરણરૂપી સર્પ સ્વપ્નો વ્યર્થ થાય છે અને 'હુ નિત્ય ચેતનરૂપ છુ' એવો તેને નિશ્ચય થાય છે. આ નિશ્ચય પણ તેને પોતાનેજ થાય છે માટે ઉન્નતાવસ્થા અને મૃતાવસ્થા એ ઉભયનો આધાર તેના પોતાના પગજ છે. માટે હે ધનંજય ! દેહનુ વૃથા અભિમાન ધરી મનુષ્ય પોતેજ પોતાનો ઘાત કરવાને પ્રવૃત્ત થાય છે

**बंधुरात्मात्मनस्तस्य येनात्मैवात्मना जितः ।**
**अनात्मनस्तु शत्रुत्वे वर्तेतात्मैव शत्रुवत् ॥६॥**

ટીકા —વિચાર કરીને અહંકાર છોડયો એટલે પછી આપણું મૂળ સ્વરૂપ અનુભવમા આવે છે અને સહેજે પોતાનુ કલ્યાણ થઈ રહે છે જે સુશોભિત શરીરમા અહંભાવ ધારણ કરે છે, તે કોશેટામાં રહેલા રેશમના કિડાની પેઠે પોતેજ પોતાનો શત્રુ થાય છે. હતભાગીને લાભનો પ્રસંગ આવતાં આંખ મીચીને ચાલવાનુ મન થાય અને તે લાભને ગુમાવે છે; કિંવા કોઈ મનુષ્ય 'હુ ખોવાઇ ગયો હુ' એવો ખોટો ભાવ ધારણ કરીને દુઃખી થાય છે. તેમ પોતાના બ્રહ્મસ્વરૂપનુ ભાન ન થતાં 'હું દુઃખી છુ' એવો ભાસ માણસોને થાય છે; પરંતુ આથી તેનુ બ્રહ્મત્વ નષ્ટ થતુ નથી. સ્વપ્નની તલવારનો પ્રહાર થતાં કોઇ ખરેખર મરે છે કે ? વૃક્ષ પર દોરી બાંધીને ટાંગેલી નળીના એક છેડા પર જ્યારે પોપટ બેસે છે, ત્યારે તેના ભારથી તે ઉલટી ફરી જાય છે આ વખતે તેણે ઉડી જવું જોઇએ. પરંતુ તે તેમ ન કરતાં 'હું પકડાઇ ગયો છુ' એવી શકા મનમાં લાવી તે નળીને છોડતો નથી. તે નિરર્થક ડોક હલાવ્યા કરે છે અને છાતીને સંકુચિત કરે છે. પછી પગ વડે જોરથી તે નળીને દાબી ચાંચ વતી મજબુત પકડી નાખી બંધનથી મુક્ત થવાને માટે પોકાર કરે છે. આમ હું નિઃસંદેહ બંધાયો છુ એવી વૃથા સમજથી તે જાણી જોઇને પગના પંજાથી ...રે બંધનમાં પડે છે. આવી રીતે અવળી માન્યતાથી નિર-

થઈ ફસાઇ પડે છે તેને શું કોઈ બીજો બાંધે છે? જોઇએ તો તે પોપટને કાપી નાખો તોપણ તે નળી છોડતો નથી' માટે શ્રીકૃષ્ણે કહ્યું કે, મનમાં જેણે સંકલ્પોને વધારી મૂક્યા છે તે પોતેજ પોતાનો શત્રુ છે; અને જે વૃથાભિમાની નથી તે આત્મનાની અર્થાત પોતેજ પોતાનો મિત્ર છે.

> जितात्मनः प्रशांतस्य परमात्मा समाहितः ।
> शितोष्णसुखदुःखेषु तथा मानापमानयोः ॥७॥
> ज्ञानविज्ञानतृप्तात्मा कूटस्थो विजितेंद्रियः ।
> युक्त इत्युच्यते योगी समलोष्टाश्मकांचनः ॥८॥

ટીકાઃ—જેણે પોતાના મનને જીત્યું છે અને જેની સર્વ વાસનાઓ શાંત થઈ છે, તેને બીજાની પેઠે પરમાત્મા દૂર હોતો નથી. સુવર્ણનો મેલ તાવીને કાઢી નાખ્યો એટલે જેમ તે ઉત્તમ સુવર્ણ બની જાય, તે પ્રમાણે મનમાંના સંકલ્પો નષ્ટ થતાં તરતજ જીવને બ્રહ્મત્વ પ્રાપ્ત થાય છે. ઘટાકાશને ઘટનો નાશ કર્યા પછી મહાકાશને મળવા માટે દૂર નથી જવું પડતું. તે પ્રમાણે દેહના ખોટા અહંકારનો નાશ થયો એટલે મનુષ્ય પરબ્રહ્મજ બની રહે છે. આવી સ્થિતિમાં શીતળતા કિંવા ઉષ્ણતા, સુખ કિંવા દુઃખ, માન તથા અપમાનનું યોગારૂઢ મનુષ્યને ભાન રહેતું નથી. સૂર્ય જ્યાં જ્યાં જાય છે, ત્યાં ત્યાં તેને પ્રકાશ દેખાય છે; તે પ્રમાણે આવો મનુષ્ય સ્વતઃ બ્રહ્મસ્વરૂપ હોવાથી તેને જે જે વસ્તુ દષ્ટિએ પડે છે તે તે સર્વે બ્રહ્મસ્વરૂપજ ભાસે છે. મેઘવૃષ્ટિની ધારા જે પ્રમાણે સમુદ્રથી અનાદર પામતી નથી, તેજ પ્રમાણે જે બ્રહ્મરૂપ બની ગયો છે, તેને શુભાશુભ કર્મો પોતાના સ્વરૂપથી ભિન્ન લાગતાં નથી. પ્રત્યક્ષ દેખાતા સંસાર સંબંધે વિચાર કરતાં તેને સંસાર મિથ્યા ભાસે છે, અને જે જ્ઞાનથી સંસારનું મિથ્યાત્વ સિદ્ધ થયું, તે જ્ઞાન પણ તેને પોતાનું સ્વરુપજ ભાસે છે. આવો નિશ્ચય

થયો એટલે હું વ્યાપક છું કે અવ્યાપક, એ વિચારો પણ આપોઆપ શમી જાય છે; કારણ કે તેનો દ્વૈતભાવ સર્વાંશે નષ્ટ થયેલો હોય છે. આવી રીતે શરીરમાં રહ્યા છતાં જેણે પોતાની ઇંદ્રિયોને જીતી છે, તેનામાં સહેજેજ બ્રહ્મત્વની યોગ્યતા આવે છે. આવો મનુષ્ય સહેજેજ જિતેંદ્રિય અને યોગી છે; કારણ કે તેનામાં અલ્પ અને મહાન એવો ભેદ નથી. તે શુદ્ધ સુવર્ણના મેરૂ જેવડા પર્વતને અને મૃત્તિકાના એકાદ ઢેફાને સરખાંજ માને છે, અને પૃથ્વી કરતાં પણ અધિક મૂલ્યવાન રત્નને કેવળ પાષાણ માનવા જેટલો નિરીચ્છ હોય છે.

सुहृन्मित्रार्युदासीनमध्यस्थद्वेष्यबन्धुषु ।
साधुष्वपि च पापेषु समबुद्धिर्विशिष्यते ॥९॥

ટીકાઃ—તેના અંતરમાં આ આપ્ત અને આ શત્રુ અથવા આ ઉદાસીન અને આ મિત્ર, એવી કલ્પના ક્યાંથી આવે ? હુંજ જગત સ્વરૂપ છું એવો જેના અંતરમાં બોધ થયો છે; તેને વળી બંધુ કોણ અને દ્વેષી કોણ ? પછી હે અર્જુન ! તેની દૃષ્ટિમાં મોટો અને નાનો એવો ભેદ ક્યાંથી હોય ? પારસમણિથી થયેલા સોનાની કસોટી કરવાની શી જરૂર હોય ? તે જે સુવર્ણ બનાવે છે, તે સર્વોત્તમજ હોય છે. તે પ્રમાણે તે યોગીની બુદ્ધિ નિરંતર ચરાચરમાં એકત્વનેજ અનુભવે છે. વિશ્વમાંના પદાર્થોરૂપી અલંકારો પૃથક્ આકારના હોય છે, તોપણ તે એક પરબ્રહ્મરૂપી સુવર્ણનાજ બનેલા છે; આવું શુદ્ધ અને ખરૂં તત્વ સમજેલા તેઓ ચિત્રવિચિત્ર રચનાઓથી ભ્રમમાં પડતા નથી. વસ્ત્ર તરફ દૃષ્ટિ નાખતાં જે પ્રમાણે તે તંતુમય દેખાય છે; તે પ્રમાણે તેને બ્રહ્મવ્યતિરિક્ત જગતમાં અન્ય કાંઈ જણાતું નથી. આવી રીતે સર્વ વિશ્વને જે બ્રહ્મથી ભરેલું જુએ છે, તેજ સમબુદ્ધિવાળો છે. જેનું નામ તીર્થરાજ છે; જેનું દર્શન કરતાં અંતઃકરણમાં શાંતિ ઉત્પન્ન થાય છે; જેની સંગતિથી અહંકાર રૂપે ભ્રમિત થએલા પુરૂષનો ભ્રમ

દૂર થઇ તે બ્રહ્મસ્વરૂપ થાય છે, જેનુ વચન ચેતન આપનારૂ છે અને જેની દષ્ટિ મહાસિદ્ધિને ઉત્પન્ન કરનારી વસ્તુ છે તથા સ્વર્ગાદિ સુખો તો જેનો રમતમાત્ર છે, એવા બ્રહ્મવેત્તા મનુષ્યનુ સહજ સ્મરણ કરતાં પણ તે પોતાની યોગ્યતા આપણને આપે છે વધારે શુ કહુ ? તેની સ્તુતિ કરતા પણ આપણુ કલ્યાણ થાય છે

**योगी युञ्जीत सततमात्मानं रहसि स्थित ।**
**एकाकी यतचित्तात्मा निराशीरपरिग्रह ॥१०॥**

ટીકા —શ્રીકૃષ્ણે આમ વિચાર કરીને કહ્યુ—હે અર્જુન ! હવે તને જે યોગમાર્ગ બતાવીશ તે સર્વે માર્ગોનો રાજા છે, માટે તુ તેને સાભળ એ યોગ એવો છે કે જેના પ્રવૃત્તિરૂપી વૃક્ષની નીચે કોટયવધિ મોક્ષફળો નજરે પડે છે આ માર્ગના શ્રીશકર અદ્યાપિ પ્રવાસી છે અન્ય યોગીજનો પ્રથમ આડા માર્ગે ચાલવા લાગ્યા પરતુ અતે તેમને પણ અનુભવથી આજ માર્ગ હાથ લાગવાથી તેઓ અજ્ઞાનરૂપી બીજા માર્ગો છોડી આત્મબોધના આ સરળ માર્ગેજ ચાલવા લાગ્યા પૂર્વે મહર્ષિઓ આ માર્ગે ચાલવાથીજ તેઓ સાધકના સિદ્ધ બન્યા હતા તત્ત્વજ્ઞાનીઓને પણ આ માર્ગથીજ શ્રેષ્ઠત્વ પ્રાપ્ત થયુ આ માર્ગે ચાલવાનો વિચાર આવતાજ તૃષા અને ક્ષુધાનો લય થઇ જાય છે અને રાત્રિદિવસનુ ભાન રહેતુ નથી આ માર્ગે ચાલતા મનુષ્ય જે ઠેકાણે પગ મૂકે છે તે ઠેકાણે જાણે રત્નની ખાણજ ઉત્પન્ન થાય છે, અને કદાચ તે આડી વાટે જાય તોપણ તેને સ્વર્ગસુખની અવશ્ય પ્રાપ્તી થાય છે તે પૂર્વદિશાએ આવેલા સ્થાનથી નીકળી પશ્ચિમના સ્થાને આવી પહોચે છે (પ્રવૃત્તિયો શરૂઆત કરી નિવૃત્તિસ્થાને આવી લાગે છે) પરતુ હે ધનુર્ધર ! આ માર્ગે નિશ્ચળ રહી ચાલવુ જોઇએ વળી આ માર્ગે ચાલતા જે જે સ્થળે મનુષ્ય જાય છે તે તે સ્થળ તે [illegible] પરતુ એ સૌ વાત તારા અનુભવમા આવો

આપજ આવશે. ત્યારે અર્જુન બોલ્યો:—હે દેવ ! ત્યારે આપ મને યોગશાસ્ત્ર ક્યારે કહેશો ? ઉત્કંઠારૂપી સમુદ્રમાં બૂડેલો જે હું તેને આપ ક્યારે બહાર કાઢશો ? શ્રીકૃષ્ણ-ભગવાન અર્જુનનાં આવાં વચનો સાંભળી બોલ્યા—હું જાતે તને મારી ઈચ્છાથી કહુ છું તોપણ તું પ્રશ્ન પૂછવાની આટલી ઉતાવળ શા માટે કરે છે ?

शुचौ देशे प्रतिष्ठाप्य स्थिरमासनमात्मनः ।
नात्युच्छ्रितंनातिनीचंचेलाजिनकुशोत्तरम् ॥११॥

ટીકા—હવે હું તને સ્પષ્ટતાપૂર્વક કહું છું: પરંતુ જ્યારે એનો અભ્યાસ કરવામાં આવશે, ત્યારેજ તે ઉપયોગી થઇ પડશે. એવી રીતે અભ્યાસ કરવાને માટે પ્રથમ એક એવું સ્થળ ગોધી કાઢવું જોઇએ કે ત્યાં બેઠા એટલે ઉઠવાનું મનજ ન થાય અને તેને જોતાંજ વૈરાગ્યની દ્વિગુણ વૃદ્ધિ થાય. આવી જગ્યા પર પૂર્વે સત્પુરૂષોનો વાસ થયેલો હોવો જોઇએ. આ સ્થળથી મનના સંતોષને સહાય મળવી જોઇએ અને ધૈર્યની વૃદ્ધિ થવી જોઇએ. વળી અભ્યાસ કરવાને ઉત્તેજન મળે અને મનને અનુભવની વરમાળા આરોપાય એવી યોગ્યતા તે જગ્યામાં હોવી જોઇએ. હે પાર્થ ! તે સ્થળ એવું હોવું જોઇએ કે તેની નિકટ જતાં પાખંડી પુરૂષને પણ તપશ્ચર્યા કરવાની ઉત્કંઠા થઈ આવે અને તેના મનમાં તે માટે આસ્થા પણ ઉત્પન્ન થાય. વળી એકાદ સકામ વાટે ચાલતાં આકસ્મિક પણ તે સ્થળે પહોંચે તો તેને ત્યાંથી જવાનું મન ન થાય. આ પ્રમાણે જેને તે સ્થળે રોકાવાની ઇચ્છા ન હોય, તેને પણ જગ્યા રોકીને બેસાડી દઇ તેનામાં વૈરાગ્યવૃત્તિ દઢાવીને જાગ્રત કરે. એકાદ રાજા કિંવા વિલાસી પુરૂષને પણ તે જગ્યા જોતાં એમજ લાગે કે. આપણું રાજપાટ અને ભોગવિલાસ છોડીને આ સ્થળે રહીએ તો ઠીક. આ પ્રમાણે જે સ્થાન ઉત્તમ અને અતિ શુદ્ધ હોય તે સ્થળે ધ્યાનાનંદનો પ્રત્યક્ષ અનુભવ પ્રાપ્ત થાય છે.

વળી સાધકે એક બીજી વાત લક્ષમાં રાખવાની એ છે કે, તે સ્થળે માત્ર સાધકની વસ્તી હોવી જોઇએ; બીજા મનુષ્યોનો વસવાટ કે આવજા જોઇએ નહિ. આવાં સ્થળે જેના મૂળો સુદ્ધાં અમૃત જેવાં મિષ્ટ હોય જે ફળોથી યુક્ત હોય એવા વૃક્ષોનું ગીચ જંગલ હોવું જોઇએ. ત્યાં પગલે પગલે પાણીના ઝરા હોવા જોઇએ અને તેનું પાણી વર્ષાઋતુમાં પણ નિર્મળ રહે. આવા ઝરા પાસે ઉતરવાને અને પાણી લેવાને સહેલા હોવા જોઇએ. વળી તે ઠેકાણે સૂર્યની ઉષ્ણતા સૌમ્ય હોવી જોઇએ અને સૂર્ય કિરણો પ્રકાશમય હોય તોપણ તેથી તાપ ઉત્પન્ન થાય એવા તે સખત હોવાં ન જોઇએ. તે સ્થળે વાયુ મંદ અને શાતા આપતો હોવો જોઇએ. ત્યાં બહુધા ગરબડ તો હોવી જ ન જોઇએ. વળી ત્યાં કૂતરા ન હોવા જોઇએ, પરંતુ થોડા પ્રમાણમાં પોપટ અને ભ્રમર હોવા જોઇએ. તે સ્થળે બતકો, હંસ, એ ચાર ચક્રવાક પક્ષીઓ તથા એકાદ કોકિલ પણ આવીને એમ તો ઠીક નહિ. મોર ત્યાં નિરંતર પડયા પાથર્યા નહિ રહેતા હોય. પરંતુ કદિ કદિ આવ જા કરતા હોય તેની કાંઈ હરકત નથી. પરંતુ હે પાંડુકુમાર ! અવશ્યમેવ આવી એક જગ્યામાં એક ગુપ્ત ગુફા અને એકાદ શિવાલય પણ હોવું જોઇએ. વળી આ ઉભયમાંથી જે આપણને પસંદ પડે તે સ્થળે બહુધા એકાંતવાસ કરી બેસવું. આવી સર્વ સગવડો જોઇ સ્થળ પસંદ કરવું અને પછી તે સ્થળે ચિત્ત સ્થિર થાય છે કે નહિ તે તપાસવું. મન સ્થિર થયા પછી ત્યાં આસન માંડવું. તે આસનનો પ્રકાર આ પ્રમાણે છે–ઉપર સ્વચ્છ વસ્ત્રની ગડી, તેની નીચે કૃષ્ણ મૃગનું ચર્મ અને તેની નીચે સાગ્ર દર્ભનું આસન રાખવું જોઇએ. આ આસન કોમળ, એકસરખું અને આપોઆપ એક સ્થળે રહે એવી વ્યવસ્થાપૂર્વક જોડેલું હોવું જોઇએ. આ આસન અતિ ઉચ્ચ હશે તો અંગ ડગમગ થશે, અતિ નીચું હશે તો ભૂમિદોષથી તેને પીડા થશે.

માટે તેને બહુ ઉંચું કે બહુ નીચું ન રાખતાં એકસરખું રાખવું. આવી રીતે આસનની યોજના કરવી જોઈએ.

**तत्रैकाग्रं मनः कृत्वा यतचित्तेन्द्रियक्रियः ।**
**उपविश्यासने युंज्याद्योगमात्मविशुद्धये ॥१२॥**

ટીકા—પછી તે સ્થળે મનની એકાગ્રતા કરી સદ્ગુરુનું સ્મરણ કરી આત્મસુખનો અનુભવ લેવો. તે સ્થળે અહંભાવ નષ્ટ થઈ અષ્ટ સાત્વિકભાવ અંતર્બાહ્ય ઉત્પન્ન થાય ત્યાંસુધી આદરપૂર્વક સદ્ગુરુનું સ્મરણ કરવું. વિષયોનું સ્મરણ સુદ્ધાં રહે નહિ. ઇંદ્રિયોથી વિષયેચ્છા સર્વાંશે નષ્ટ થઇ જાય અને મનની અસ્વસ્થતા મટી જઇ હૃદયમાં લય થઇ જાય; આવી રીતે સહજ ઐક્ય સાધ્ય થાય ત્યાંસુધી સ્મરણ કરતા રહેવું જોઇએ. આવી રીતનો અનુભવ થયા પછીજ આસન પર બેસવું. ત્યારેજ "શરીર શરીરને સંભાળી લે છે અને પ્રાણ પ્રાણને સંભાળી લે છે" એવી પ્રતીતિની વૃદ્ધિ થવા માંડે છે. આ સ્થળે પ્રવૃત્તિ પાછાં પગલાં ભરે છે, સમાધિ સહજ સાધ્ય થાય છે અને આસન પર બેસતાંજ સર્વ અભ્યાસ સુલભ થાય છે.

"હવે હું આસનનું વર્ણન કરું છું તે સાંભળ. પેટને જંઘા સુધી લાવી આસન કરવું. એક પગ ઉપર બીજો પગ આડો રાખી પગના છેડાને ગુદાસ્થાનની સાથે અડકાડી સ્થિર અને સુદૃઢ રાખવો. જમણો પગ નીચે રાખી, તે વડે વૃષણથી ગુદાસ્થાન પર્યંત રહેલી રેખાને વચ્ચે દબાવવી. ત્યાર પછી ડાબા પગને જમણા પગ પર સ્વાભાવિક રીતે મૂકવો. અપાનદ્વાર અને શિશ્ન વચ્ચે જે ચાર આગળનું અંતર છે તેની આગળ પાછળની દોઢ દોઢ આંગળ જગા છોડી મધ્યમાં રહેલી એક આંગળ જગાને, શરીરને અદ્ધર ઉચકી રાખી, પગની એડીના છેડા વતી દબાવવી. શરીરને ઉચકી રાખ્યું છે એમ જણાવા ન દેતાં પીઠની કરોડના અંતિમ ભાગને ઉંચકવો અને બન્ને પગના ઘુંટણને

બાળ નાખતાં પછી હે પાર્થ ! એ શરીર ઘુટણના અગ્રપર આધાર વિના પોતાની મેળેજ રહે છે હે અર્જુન ! આ મૂળબંધનામક આસનના લક્ષણો છે એનુજ વજ્રાસન એવુ એક ગૌણ નામ છે આની રીતે મૂળાધારની મુદ્રા (મૂળબંધ) સાધ્ય થઈ રોટવે શરીરના નીચના ભાગનો વાયુનો રસ્તો બંધ થાય છે અને બીતર રહેનો અપાન વાયુ ઉપર ચઢતા માંડે છે

**समं कायशिरो ग्रीवं धारयन्नचल स्थिर ।**

**संप्रेक्ष्य नासिकाग्र स्व दिशश्चानवलोकयन् ॥१३॥**

ટીકા --પછી ડાબા પગ પર બે હાથ સહજ હડીઆને આકારે થઈ જાય છે અને સ્કંધ ઉંચી થાય છે પછી શરીર સ્થિર રહેવાથી શિરકમળ અંદર પેસે છે અને આંખની પાપણો મીચાવા લાગે છે ઉપરની પાપણો નીચે આવે છે અને નીચની પાપણો પ્રફુલ્લિત થવાથી મોટી થાય છે એમ થવાથી ડોળા અડધા ઉઘડેલા અને અર્ધા મીચા યેલા રહે છે આની રીતે દ્દષ્ટિ અંદરની અંદર રહે છે અને બહુ બહાર આવે તો નાસિકાગ્ર સુધીજ આવે છે દ્દષ્ટિ અંદરની અંદર કાયમ થઈ પુન બહાર આવતી નથી તેથી તે નાસિકાગ્ર પર સ્થાયી થાય છે આથી અન્ય દીશા તરફ જોવાની કિંવા સૌંદર્ય જોવાની ઈચ્છા આપોઆપ બંધ થાય છે પછી ગળાની નળી અંદર પેસી જાય છે અને હડપચી ગળાની નીચેના ખાડાને અડકે છે તથા છાતીને સુદૃઢ રીતે નમે છે પછી કંઠમણિ અદ્દશ્ય થઈ જાય છે આવી રીતે જે મુદ્રા બને છે તેને જાલંધર બંધ' કહેવામા આવે છે નાભિ ફૂલી આવે છે પેટ સપાટ થઈ જાય છે તથા હૃદયકોષ બીતર પ્રસરે છે હે અર્જુન ! ગુદાદ્વાર ॥ ઉપરના ભાગમા અને નાભિના નીચેના ભાગમા આ પ્રમાણે જે મુદ્રા બને છે તેને ઉડ્ડિયાન બંધ' કહેવામાં આવે છે

**प्रशांतात्मा विगतभीर्ब्रह्मचारिव्रते स्थितः ।**
**मनः संयम्य मच्चित्तो युक्त आसीत मत्परः ॥१४॥**

**ટીકા**—ઉપર કહ્યા મુજબ શરીરના બાહ્ય અંગથી અભ્યાસક્રમ શરૂ થયો, એટલે અંતર મનો વિચારનું બળ નષ્ટ થાય છે અને મનોવિકાર આપોઆપ નિર્મૂળ થાય છે ક્ષુધા ક્યાં ગઈ અને નિદ્રાનું શું થયું તેનું સ્મરણ સુદ્ધાં રહેતું નથી 'મૂળબંધ' થી રોકાયેલો અપાનવાયુ પાછો ફર્યો, એટલે તે સહજે ઉપર જઈને આંતરડાંને ફુલાવે છે તે ક્ષોભ પામી બળવત્તર થાય છે અને જ્યાં જ્યાં અટકે ત્યાં ત્યાં અવાજ કરે છે અને જઈ જઈને મણિપુરચક્ર (નાભિકમળમાં રહેલા ચક્ર) ની સાથે અથડાય છે પછી આવી રીતે નિરોધ પામેલો વંટોળીઓ પેટમાં ચારેગમ દોડાદોડ કરીને જ્યાં ત્યાં ખળભળાટ કરી મૂકે છે, અને બાલ્યાવસ્થાથી સંચિત થયેલા દુર્ગંધી મળને બહાર કાઢવાનો પ્રયાસ કરે છે આ વાયુ પેટમાંજ દોડાદોડ કરીને અટકતો નથી, પરંતુ કોઠામાં પ્રવેશે છે અને પિત્તકફનો નાશ કરે છે તે સપ્ત ધાતુની ખાણ ઓળંગી જાય છે, મેદના પર્વતો તોડીને ચૂર્ણ કરી નાખે છે અને હાડમાંના રસને ચોટેલી મજ્જાને બહાર કાઢી નાખે છે પછી તે નાડીઓને છૂટી પાડે છે અવયવોને શિથિલ કરે છે અને યોગસાધન કરનારના હૃદયમાં ભીતિ ઉત્પન્ન કરે છે, પરંતુ આથી જરાપણ બીવું જોઈએ નહિ તે વ્યાધિ ઉત્પન્ન કરે છે અને તરતજ તેનો નાશ કરે છે વળી તે જળતત્ત્વવાળા પદાર્થો અને પૃથ્વીતત્ત્વવાળા પદાર્થોને (રસવાળા અને શુષ્ક પદાર્થોને) એકત્ર કરી દે છે

પરંતુ હે અર્જુન ! એટલામાં બીજી તરફ શું બને છે, તે હવે આપણે જોઈશું પ્રથમ આસનની ઉષ્ણતાથી કુંડલિની નામની શક્તિ જાગ્રત થાય છે જે પ્રમાણે નાગણના નાનાં બચ્ચાંઓ ગુંચળાં વળીને સૂતાં હોય, તે પ્રમાણે કુંડલિની સાડાત્રણ આગળ આંટા

ગુચળાં વાળીને નીચુ મોં કરીને નિદ્રિત થયેલી હોય છે તે વિદ્યુતતાનાં કંકણ કિંવા અગ્નિજ્વાલાની ઘડી અથવા ઘસીને ચકચકિત કરેલા સુવર્ણના વેઢની પેઠે નાભિકંદની નીચે મૂળબંધની ઉપર લપાઈને બેઠેલી હોય છે, પરંતુ તે 'મુળબંધ' ની ચીમટી લાગવાથી જાગ્રત થાય છે જાણે નક્ષત્ર ખરી પડ્યુ ન હોય ! કિંવા જાણે સૂર્ય આસન ભ્રષ્ટ ન થયો હોય ! તે પ્રમાણે ચમચમાટ મારતી, કિંવા જાણે પ્રકાશના બીજને અંકુરજ ફુટયો હોય તેવો ઝગઝગાટ કરતી કુંડલિની આળસ મરડી પોતાનાં ગુંછળાંઓ સીધા કરી, નાભિકમળ પર બેઠેલી પેઠે ઉભી રહે છે તે સ્વાભાવિક રીતેજ ઘણા દિવસોથી ક્ષુધાતુર હોય છે તેમાં વળી તેને જાગ્રત કર્યાનું નિમિત્ત થયુ એટલે તે મુખ ફાડીને આવેશસહિત બળાત્ સીધી ઉભી રહે છે હે કિરીટિ ! પછી તે હૃદયકમળની નીચે ભરાયેલા પવનને જોરથી ખાઈ જાય છે એ પછી મુખમાંની જ્વાળાદ્વારા ઉપર નીચેના માંસાદિકના ગ્રાસ કરી તેને ખાવા માંડે છે જે ઠેકાણે માંસ હોય તેનો તો તે સહજ ગ્રાસ કરે છે પછી શેષ રહેલા ભાગોનો પણ ગ્રાસ કરે છે પછી પગના તળીઆ અને હાથની હથેળીનું શોધન કરે છે, ઊર્ધ્વભાગોના મળનુ શોધન કરે છે, અને પ્રત્યેક અંગ-ઉપાંગ તથા પ્રત્યેક સાંધાની ઝડતી લઈ નાખે છે પોતાની મૂળ જગા ન છોડતાં તે નખમાંનુ સત્ત્વ પણ કાઢી નાખે છે અને ત્વચાનું ક્ષાલન કરી અસ્થિ તથા શિરાઓને એકત્ર કરી નાખે છે ત્યારપછી તે અસ્થિની નળીઓમાંના રસને બહાર લાવી શિરામાંના ગર્ભને શુષ્ક કરી નાખે છે આથી બહારના વાળોનાં મૂળ કપાઈ જાય છે ત્યારપછી તે સપ્તધાતુના સાગરમાં પોતાની તૃષાની નિવૃત્તિ કરે છે અને શરીરના પ્રત્યેક ભાગને તદ્દન શુષ્ક કરી નાખે છે નાસિકાદ્વારમાંથી નીકળીને પ્રાય બાર આંગળના વિસ્તારમાં જે વાયુ પ્રસરે છે, તેની ગળચી પકડીને તેને અંદર ઘુસાડી દે છે આ વખતે પ્રાણ અને અપાન એ ઉભય પ્રકારના વાયુ આકુંચિત થાય છે. પ્રાણ અપાનને

છે અને અગ્નિના ડોળા સ્વચ્છ તથા તેજસ્વી દેખાય છે વધારે શુ વર્ણન કરીએ ! જે પ્રમાણે મોતી પરિપક્વ દશાને પ્રાપ્ત થતા કૂનનાથી છીપમા માતા નથી, તેથી છીપના સાંધા તૂટી જાય છે, તે પ્રમાણે દૃષ્ટિ પાપણની વચ્ચે ન માતા તે દૂર સુધી પહોચી બહાર નીકળી પડતી હોય તેમ દેખાય છે તે દૃષ્ટિ અર્ધીજ હોય છે પરંતુ ગગન મંડળને વ્યાપ્ત કરી દે છે હે અર્જુન ! સાભળ તેના દેહની સુવર્ણ જેવી કાંતી થાય છે અને તે વાયુ જેવુ હલકે હોય છે, કારણ કે તેમા પાણી અને પૃથ્વીનો ભાગ રહેતો નથી પછી તેને સમુદ્રપારની વસ્તુઓ દેખાય છે, તે સ્વર્ગમા ચાલતી મસલતો પણ સમજી શકે છે અને મૂગાના મનના ભાવ પણ સમજી શકે છે તે વાયુરૂપ અશ્વ પર સ્વાર થઈ શકે છે, પાણી પર ચાલી શકે છે અને એ રીતે પ્રસગા નુસાર તેને અનેક સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે પ્રાણવાયુનો હસ્ત ગ્રહણ કરી હૃદયાકાશના પગથિયા કરી સુષુમ્ણાના દ્વારેથી હૃદયમાં આવેની અને જીવાત્માને શોભા આપનારી જે કુડલિની જગ મા તે જગદ્ બીજનો ગર્ભ જે ૐ તે પર આરંભ કરે છે તે નિરાકાર બ્રહ્મની સામર મૂર્તિ પરમાત્મા શિવનુ સપુષ્ટ અને ૐકારની તો સાક્ષાત્ જન્મભૂમિજ છે વધારે શુ કહેવુ ? તે કુડલિની માતા હૃદયમાં જાગ્રત થઇ છે એટલે અખડ ૐકાર ધ્વનિ થવા લાગે છે બુદ્ધિ તે કુડલિનીની પાસે રહેતી હોવાથી તેના કાનમા કિંચિત્ ૐકારધ્વનિ જાય છે એ ધ્વનિ એવા થાય છે કે નાદરૂપી કુડના જાણે ૐકારના આકારના ધ્વનીના રૂપો આળેખેલા ન હોય ! આ વાતો કલ્પનાથીજ જાણી શકાય છે પરંતુ તે સમયે કલ્પના કરનારજ ક્યાંથી આણવો ? માટે તે હૃદયાકાશમા કેવી ગર્જના થાય છે તે સમજી શકાતુ નથી હે અર્જુન ! હુ તને એક વાત કહેતાં વિસરી ગયો છુ આ વાત છે કે જ્યાંસુધી વાયુતત્ત્વનો લય થતો નથી, ત્યાંસુધી હૃદયાકાશમાં ગાજ થાય છે તે અખડ ૐકારના મેઘગર્જના જેવા ધ્વનિથી

હૃદયાકાશ ધમધમી રહે છે, એટલે બ્રહ્મ ગ્રંથુ દ્વાર સહજ ઉઘડી જાય છે કમળમાંના પોલાણની પેઠે હૃદયાકાશમાં જે અવકાશ હોય છે ત્યાં ચૈતન્ય અર્ધાંતરે વસે છે તે હૃદયાકાશને ઘેર કુંડલિની પરમેશ્વરી પરોણી આવ્યાથી તેજરૂપની મિજબાની આપવામાં આવે છે તે વખતે બુદ્ધિરૂપી શાક સહિત પાન પીરસીને જેમા દ્વૈતનો છાંટો પણ ન હોય એવી મિજબાની આપવામા આવે છે કુંડલિની પોતાની કાંતિનો પરિત્યાગ કરી પ્રાણરૂપ બને છે તે વખતે તે જાણે પ્રત્યક્ષ વાયુપૂતળી પોતાનાં પીતાંબર કાઢીને મૂળસ્વરૂપમાં ઉભી હોયની એવી લાગે છે ! કિંવા દીપકજ્યોતી પવન લાગવાથી બુઝાઇ જાય છે, અથવા વિદ્યુલતા ગગનમા ચમકારો મારી ઝટ વિલુપ્ત થઇ જાય છે, તે પ્રમાણે તે હૃદયકમળપર્યંતની સુવર્ણની જાડી સાંકળી જેવી સતેજ કિંવા તેજરૂપી પાણીના ઝરા પ્રમાણે વહેતી હોય તેવી દીસે છે પછી તે હૃદયરૂપી પોમળ ભૂમિમા અકસ્માત્ સમાઇ જાય છે, તે વખતે કુંડલિની શક્તિનું રૂપ શક્તિમાંજ લય પામે છે આવી સ્થિતિ થયા પછી પણ તે શક્તિજ કહેવાય છે બાકી વસ્તુત તે પ્રાણજ છે, પરંતુ તે વખતે નાદ, બિંદુ અને કલાજ્યોતિનો નાશ થઈ જાય છે ત્યારપછી મન સંયમ વાયુનું અદ્ધર રહેવું કિંવા ધ્યાન ધરવું એ પણ નષ્ટ થઇ જાય છે, તથા કલ્પના કરવી કલ્પનાનો ત્યાગ કરવો, એ ખટપટ પણ નાશ પામે છે આના વ્યાપારે બધ થાય છે, માટે કુંડલિની એ કેવળ પંચમહાભૂતોને વાટી નાખવાનું મુસળજ છે શરીરનો શરીરથી નાશ કરવો એ યોગશાસ્ત્રના સ્વામી જે શંકર તેમણે રચેલા સિદ્ધાંતનો અભિપ્રાય છે તેનો હેતુ શ્રી મહાવિષ્ણુએ પ્રદર્શિત કર્યો છે ( શ્રી જ્ઞાનેશ્વર કહે છે કે) તે મહાવિષ્ણુના સંકેતથી ગ્રંથીઓ છોડી, વસ્ત્રની યથાર્થ ગડી ઉકેલીને શ્રોતાજ આ માળાના ગ્રાહક છે એમ સમજી મેં તે એમની સમક્ષ સાદર કર્યો છે

युञ्जन्नेवं सदाऽऽत्मानं योगी नियतमानस ।
शांतिं निर्वाणपरमां मत्संस्थामधिगच्छति ॥१५॥

**ટીકા**—જ્યારે શક્તિનુ તેજ નષ્ટ થાય છે ત્યારે દેહ એનુ સૂક્ષ્મ રૂપ ધારણ કરે છે કે તે લોકોને દેખાતો પણ નથી શરીર પૂર્વવત્ સાકાર છતા તે કેવળ વાયુમયજ હોય છે જે પ્રમાણે કેળની છાલ કાઢી નાખીને કેવળ ગર્ભભાગનેજ ઉભો રાખવામા આવે કિંવા જે પ્રમાણે આકાશને અવયવો ફૂટે, તેજ પ્રમાણે તેના અવયવો હોય છે આ પ્રમાણે શરીર બન્યા પછી તેને "ખેચર" એટલે આકાશમા સંચાર કરનાર કહેવામા આવે છે, અને આવુ શરીર પ્રાપ્ત થવા પછી તેનો દેહ લોકોને આશ્ચર્યકારક લાગે છે આવો યોગી ચાલી જવા પછી પાછળ જે પગલા પડે છે, તે પ્રત્યેક પગલે અણિમાદિક સિદ્ધિઓ બે હાથ જોડીને ઉભી રહે છે

પરંતુ તે સિદ્ધિઓનુ તેને શુ કામ છે? હૃદયમા પૃથ્વીને ઉદક (જલતત્વ) ખાઇ જાય છે, ઉદકને અગ્નિ સ્વાહા કરે છે અને હૃદયમાના અગ્નિનો વાયુ નાશ કરે છે પાછળ માત્ર વાયુ અવશિષ્ટ રહે છે તે શરીરની આકૃતિનેજ હોય છે, પરંતુ તે પણ કેટલીક વારે નીકળીને બ્રહ્મસ્વરૂપી આકાશમા જઇ મળે છે તે વખતે કુંડલિની નામ નષ્ટ થઇ તેને મારુત એ નામ પ્રાપ્ત થાય છે, પરંતુ તે મારુત બ્રહ્મમા ભળી જાય ત્યાસુધી તેની શક્તિ કાયમજ રહે છે પછી તે જાલંધર બંધને છોડી કાકીમુખ (બ્રહ્મરંધ્ર) ને ફોડી બ્રહ્મરૂપી આકાશના પર્વત પર પ્રવેશ કરે છે તે ૐકારની પીઠ પર પગ મુકી પશ્યન્તી વાચાની સીડી પર પગ દઇ તરત તેને પણ પાછળ મુકી દે છે પછી ૐકારમાની અર્ધતુર્ય નામક માત્રાને પાછળ નાખી જે પ્રમાણે નદી સાગરને મળે છે તે પ્રમાણ તે બ્રહ્માકાશના જઇ મળે છે પછી બ્રહ્મરંધ્રમા સ્થિર થઇ "હું બ્રહ્મ છુ" એવી ભાવનારૂપી બાહુ પ્રસારી

તે પરબ્રહ્મને ભેટી પડીને તેમાં એકરૂપ થઇ જાય છે. જે પ્રમાણે સમુદ્રનું પાણી મેઘરૂપ બની પછી જમીન પર વર્ષી નદી માર્ગે પુનઃ સમુદ્રનેજ આવી મળે છે; તે પ્રમાણે હે અર્જુન ! દેહનિમિત્તે જીવાત્મા બ્રહ્મપદમાં પ્રવેશ કરે છે. પછી હું ભિન્ન છું અને આત્મા ભિન્ન છે, કિંવા અમે ઉભય એકજ છીએ: એવો વાગ્વિવાદ અવશિષ્ટ રહેતોજ નથી. આકાશ આકાશમાં મળે છે, એ સત્યનો જે અનુભવ લેશે તેનેજ સિદ્ધિ પ્રાપ્ત થશે; માટે ત્યાંની વાતો શબ્દો દ્વારા વ્યક્ત કરી શકાતી નથી. હે અર્જુન ! વાસ્તવિક કહીએ તો અભિપ્રાય પ્રદર્શિત કરવાનો ગર્વ ધરનારી જે વાણી તેને તો એનો પત્તો સુદ્ધાં લાગતો નથી. ભ્રુકુટિના અંતરમાં મકાર (ૐકારની ત્રીજી માત્રા) નો પણ પ્રવેશ થતો નથી; તેમ એકલા પ્રાણવાયુને પણ આકાશમાં જતાં સંકટ પડે છે. તે વાયુ ત્યાં ગયા પછી તદાકાર થાય છે. ત્યારે તેનો મહિમા વર્ણ-વવાને શબ્દોનો ભંડાર પણ ખુટી જાય છે આ વખતે આકાશતત્ત્વ પણ સંકોચ પામે છે. જે અવ્યક્ત સ્થિતિના ઉંડાણમાં મહદાકાશનો પણ પત્તો લાગતો નથી ત્યાં શબ્દોની બિચારાની શી વાત ? એ બ્રહ્મ અક્ષરની મર્યાદામાં આવી શકે કિંવા શ્રવણ કક્ષામાં મુકી શકાય એમ નથી; માટે બ્રહ્મનો ચતુર્થ પાદ ઇશ્વર સાક્ષી આત્માનો ચતુર્થ પાદ તુરીય તથા ૐકારની ચતુર્થ માત્રા અમાત્રા, એ ત્રણેને શુદ્ધ પરબ્રહ્મ રૂપ જાણ. જે વખતે એનો અનુભવ મળે છે; તે વખતે અનુભવ લેનાર તેમાં તદ્રૂપ થઇ જાય છે. પછી ત્યાની સ્થિતિ જાણવાનું કાર્ય એમ આપો આપજ અટકી પડે છે; માટે હે ધનુર્ધર ! એ વિષે ગમે તેટલુ બોલીએ તે સર્વ વ્યર્થ છે. આ પ્રમાણે સર્વ કથન આપોઆપ બંધ પડે છે, સર્વ સંકલ્પો શમી જાય છે અને તેથી ત્યા વિચારોની પણ દાદ લાગતી નથી. તે બ્રહ્મસ્વરૂપ કેવુ છે ? તે ઉન્મનિ સ્થિતિનું સૌંદર્ય અને તુરીયા (સમાધિ) અવસ્થાનુ તારૂણ્ય છે. તેને આદી નથી અને તેનું માપ કરી શકાતુ નથી. તે વિશ્વનો આધાર અને

યોગરૂપ વૃક્ષનુ ફળ છે, અને આનંદનુ તો કેવળ જીવન છે ત્યા આમશની સીમા આવી જાય છે—અર્થાત્ તે મોક્ષની કેવળ સ્થિતિ હોવાથી તે સ્થળે અદ્રી અને અતનો લય થઈ જાય છે તે બ્રહ્મ પચ મહાભુતોનુ મુળમ ણ મહાતેજોનુ તેજ છે હે પાર્થ! તેજ બ્રહ્મ મારૂ મુળસ્વરૂપ છે સાધુવૃદો પર નાસ્તિકોએ જ્યારે અત્યાચાર કર્યો ત્યારે તેજ ચતુર્ભુજ મુર્તિ આ સ્વરૂપમાથી આકારને પ્રાપ્ત થઈ હે અર્જુન! આવુ એ મહાસુખ અવર્ણનીય છે, પરતુ તેની પ્રાપ્તી થાય ત્યાસુધી જે પુરૂષો અવ્યાહત પ્રયત્નો કરે છે, તે પુરૂષોજ તે સુખને પામે છે

મે જે અષ્ટાગ યોગના સાધનો બતાવ્યા તે જેઓ સ્વત સાધ્ય કરે છે, તેઓ પણ મારીજ યોગ્યતાએ પહોચે છે આના યોગીઓના શરીરો તેમની દેહાકૃતિરૂપી પાત્રમા જાણે પરબ્રહ્મ રસજ ન ભરી કાઢ્યો હોય તેવા સતેજ લાગે છે જ્યારે અતરમાં આ અનુભવ પ્રાપ્ત થાય છે ત્યારે સર્વનો વિશ્વનો અસ્ત થઈ જાય છે આ કથન સાભળી અર્જુન બોલ્યો —હે પ્રભો! આપે જે માર્ગ બતાવ્યો તેનો દૃઢ અભ્યાસ કરનારાઓ ખરેખર બ્રહ્મપદને પામે છે હે દેવ! આપે કહેલી વાત સાભળતાજ ચિત્તમા જ્ઞાન ઉત્પન્ન થાય છે તો પછી તેનો અનુભવ લેનારને ત રૂપતા શા માટે પ્રાપ્ત ન થાય? પરતુ મારી યોગ્યતા પ્રમાણે હુ કરી શકીશ નહિ માટે મારી યોગ્યતા પ્રમાણે માગથી જે ભાઈબની આવે તે સબધે હુ આપને પુછુ છુ મહારાજ! આપે જે યોગસાધન બતાવ્યા તે મે સાભળ્યા પ તુ ગમે તે માણસ એનો અભ્યાસ કરે તો તેને એ યોગની પ્રપ્તી થશે? કિંવા યોગ્યતા વિના એ પ્રાપ્તિજ થઈ શકશે નહિ એમ છે? શ્રી કૃષ્ણ બોલ્યા —હે અર્જુન! આના પ્રશ્નો તુ શા માટે પુછે છે? આ યોગાભ્યાસ તો જાણે ખરેખર મોક્ષદાતાજ છે પરતુ કોઈ સાધારણ બાબત પણ

શું અધિકારની યોગ્યતા વિના પ્રાપ્ત થશે કે ? પરંતુ જેને યોગ્યતા કહેવામાં આવે છે તે પ્રાપ્તીની પુર્વે સમજાતી નથી અધિકારી થયા પછી કાર્ય આરંભવામાં આવે તોજ તે સિદ્ધ થાય છે. પરંતુ આ સ્થળે તેની કાંઈ અડચણ નથી વળી યોગ્યતાની કાંઇ એકાદ ખાણ હોય છે કે ? જે થોડીશી વિરક્તી કે ધર્માચરણ ધારણ કરી દેહના ધર્મનું વ્યવસ્થિત નિયમન કરશે તે શું અધિકારી નહિ થાય કે ? આ યુક્તિથી તો એ પણ સિદ્ધ થાય છે કે, એટલી યોગ્યતા તો તારામાં છેજ. શ્રી કૃષ્ણ ભગવાને આ પ્રમાણે અર્જુનનું તે સમયનું સંકટ ટોળ્યું. પછી તે બોલ્યા—" હે પાર્થ ! આ યોગ પ્રાપ્તીની આવી વ્યવસ્થા છે, પરંતુ અવ્યવસ્થિત મનુષ્યને કદીપણ તેની પ્રાપ્તી થવાને સંભવ નથી **જ્ઞાનેશ્વરી ભગવદ્‌ગીતા અધ્યાય ૬ માંથી**

---

## अंबिकादेवी उर्फे अंबाजी माताए हिमालयने ब्रह्मस्वरुपनुं करेलु वर्णन.

જે પુરૂષ વિવેકી છે, જેનુ મન પોતાને સ્વાધીન છે અને નિરંતર સત્કર્મ કરનાર છે તે પુરૂષ પરમાત્માના પદને પામે છે. જેથી કરીને ફરી જન્મ મરણરૂપ સંસારમા આવતો નથી

એ પરબ્રહ્મ જગતરૂપે પ્રકાશે છે અત્યંત સમીપમાં છે. સર્વ વ્યાપક છતા બુદ્ધિમા દેખાય છે પક્ષી આદી મનુષ્ય આદી, ક્રિયાવાળા અને ક્રિયા રહિત સઘળા પદાર્થો એ મોટા પદરૂપ પરબ્રહ્મમાંજ કલ્પાયેલા છે

સર્વના આશ્રયરૂપ એ જે અવિનાશી બ્રહ્મ છે, તેજ, પ્રાણ, વાણી અને મનરૂપ છે. સત્ય અને મોક્ષરૂપ એજ છે. માટે હે હિમાલય ! મનરૂપી બાણથી તેનો વેધ કરો

ઉપનિષદોની અંદર પ્રતિપાદન કરેલુ મહાસ્ત્રરૂપ ધનુંષ ગ્રહણ કરીને તેમાં ઉપાસનાથી સજ્જેલું બાણ સંધાન કરવું. હે હિમાલય ! ધનુષમાં બાણને સંધાન કર્યા પછી એ બાણને ખેંચીને બ્રહ્મરૂપ થયેલા ચિત્તથી તેજ બ્રહ્મરૂપ નિશાનને વીંધવું.

ૐકાર ધનુષરૂપ, મન બાણરૂપ અને પરબ્રહ્મ નિશાનરુપ કહેવાય છે, જેમ બાણથી નિશાન વીંધાય છે, તેજ પ્રમાણે સાવધાન પુરૂષે મનથી તે બ્રહ્મને વીધવું એટલે તે મન બ્રહ્મરૂપ થઇ જાય છે.

સૂર્ય, ચંદ્ર કે તારાથી એનો પ્રકાશ થતો નથી, વિજળીઓથી પણ એનો પ્રકાશ થતો નથી; ત્યારે અગ્નિથી તો કેમજ થાય. જે આ જગત્ દેખાય છે તે એ બ્રહ્મના પ્રકાશથીજ દેખાય છે, આ સર્વે જગત્ એના પ્રકાશની પછવાડે પ્રકાશે છે.

પૂર્વમાં, પશ્ચિમમાં, દક્ષિણમાં, ઉત્તરમાં, નીચે અને ઉંચે એ અમૃતરૂપ બ્રહ્મજ ફેલાઇ રહેલ છે. આ સર્વ જગત્ એ ઉત્તમ બ્રહ્મ સ્વરૂપથી કાંઇપણ ભિન્ન નથી

જે પુરૂષને આવી રીતનો સર્વત્ર બ્રહ્મભાવનો અનુભવ છે તેજ કૃતાર્થ અને નગોમાં ઉત્તમ નગ જાણવો. બ્રહ્મરૂપ થયેલો એ સ્વચ્છ મનવાળો પુરૂષ કોઇપણ પદાર્થનો શોક કરતો નથી. અને કાંઇપણ ઇચ્છતો નથી

હે પર્વતોના રાજા હિમાલય ! જે ભય થાય છે તે બીજા પદાર્થથી થાય છે. બ્રહ્મવેત્તા પુરૂષની દષ્ટિમાં કોઇ પોતાથી ભિન્ન પદાર્થજ રહેતો નથી. માટે બ્રહ્મવેત્તા કોઇથી બ્હીતો નથી. બ્રહ્મવેત્તાને મારો વિયોગ નથી અને મને એ બ્રહ્મવેત્તાનો વિયોગ નથી.

તેથી કરીને શાસ્ત્રનો એવો સિદ્ધાંત છે કે બ્રહ્મવિદ્યાનો ઉપદેશક ગુરૂ શ્રેષ્ઠ છે. પરંતુ ગુરૂ રૂઠે તો સાક્ષાત્ શંકર પણ તેનું રક્ષણ કરી શકતા નથી

હે પર્વતોના અધિપતિ ! આ પ્રમાણે બ્રહ્મવિદ્યા અતિસંકટથી પ્રાપ્ત કરી શકાય છે. આ બ્રહ્મવિદ્યા જે પુરૂષે મેળવી છે તે આ જગતમાં ધન્ય અને કૃતાર્થ છે —**શ્રી દેવીગીતામાંથી**



## कर्मोनो स्वीकार निष्कामज होवो जोइए.

"મોક્ષ મેળવવાની ઇચ્છા રાખનારા પુરૂષે કોઇ અશુભ કર્મનું આચરણ કરવુ નહિ. પરંતુ ફલેચ્છાના ત્યાગપુર્વ શુદ્ધ કર્મનું આચરણ કરીને આત્મજ્ઞાન સંપાદન કરવાનીજ ઇચ્છા કરવી અને સ્વર્ગાદિ શુભ લોકોનો પણ સ્વીકાર કરવો નહિ. (અર્થાત ચિત્ત શુદ્ધિને પ્રાપ્ત કરવા માટે ફળના ત્યાગ પુર્વકજ કર્મો કરવા) જેમ લોઢાની સાથે મળેલુ સુવર્ણ અપકવ દશામાં હોઇને સંપુર્ણ રીતે શોભતું નથી, તેમ ચિત્ત શુદ્ધિ રહિત એવા પુરૂષને ઉપદેશેલુ વિજ્ઞાન પણ સંપુર્ણ રીતે પ્રકાશતુ નથી, એટલુંજ નહિ પણ રાગદ્વેષાદિ કષાયોથી દુષિત અંતઃકરણવાળો મનુષ્ય કામ તથા ક્રોધને અનુસરીને ધાર્મિક માર્ગનુ ઉલ્લઘન કરે છે અને અધર્માચરણ કરવા મંડી પડે છે જેથી અંતે પરિવારની સાથે વિનાશ પામે છે, માટે મુમુક્ષુ પુરૂષે શબ્દાદિક વિષયો ઉપર અતિશય પ્રીતિ કરવી નહિ, કેમકે અતિશય વિષયાસકિત લીધેજ ક્રોધ હર્ષ, અને વિષાદ–એ ત્રિગુણાત્મક દોષો ઉત્પન્ન થાય છે **શાન્તીપર્વ.**

## वलिराजा अने इन्द्रनो संवाद

ભીષ્મે કહ્યું —"ભગવાન બ્રહ્મદેવે એ પ્રમાણે કહ્યું, એટલે મહેન્દ્ર ઐરાવત હાથી ઉપર બેસીને રાજલક્ષ્મીના આડંબર સાથે પૃથ્વી પર ફરવા લાગ્યો. ફરતાં ફરતાં તેણે ભગવાન બ્રહ્મદેવના કહેવા પ્રમાણે ગધેડાના વેશમાં છુપાયેલા અને એક શુન્યગૃહમાં પડી રહેલા બલિ રાજાને જોયો એટલે તુરતજ ઈન્દ્રે કહેવા માંડયુ કે, 'હે દાનવ ! તું

ગધેડાની યોનિને પામી ચુક્યો છે, ધાન્યના ફોતરાનું ભક્ષણ કરીને
જીવી રહ્યો છે, આ તારી યોની મહા અધમ છે, જેથી તને શોક
થાય છે કે નહિ ? અહા ! કેવી ખેદની વાત છે કે, હું તને કદી નહિ
જોયેલી દશામાં આજે જોઉં છું ! તું શત્રુઓના તાબામાં આવી પડયો
છે, રાજલક્ષ્મીથી ભ્રષ્ટ થયો છે, મિત્રોથી રહિત થયો છે અને વીર્ય
તથા પરાક્રમથી ચ્યુત થયો છે. જે વેળા તું હજારો વાહનોની સાથે
અને અનેક જ્ઞાતિઓથી વીંટાઇને સર્વ લોકોમાં પ્રતાપ પાડતો ફર્યા
કરતો હતો, તે વેળા અમને કોઇને હિસાબમાંજ ગણતો ન હતો,
ખરૂ કે ? તારા ગત્ય કાળમાં સર્વ દૈત્યો તારી આજ્ઞામાં રહેતા
હતાં, તારી આજ્ઞાને ઉઠાવી લેવા માટે તારા મુખ સામેજ જોઇ રહેતા
હતા અને પૃથ્વી ખેડયા વિનાજ ધાન્યપાકને ઉત્પન્ન કરતી હતી: પરંતુ
આજે તારા પર મહાન સંકટ આવી પડયુ છે, તેને માટે તું શોક કરે
છે કે નહિ ? પુર્વે સમુદ્રના પુર્વ દિશાના કાંઠા પર તું રહેતો હતો
અને જાતજાતના વૈભવોનો ઉપભોગ કરીને પોતાના જ્ઞાતિજ્ઞાઓને પણ
દ્રવ્ય વિભાગ આપતો હતો. તે સમયે તારા મનની સ્થિતિ કેવી હતી ?
વળી જે સમયે રાજલક્ષ્મીથી દેદીપ્યમાન દેખાતા તારા વિહારક્ષેત્રમાં
કમળની માળાઓને ધારણ કરનારી સુવર્ણસમાન કાંતિવાળી હજારો
દેવાંગનાઓ અખ્ખાબંધ વર્ષોપર્યંત નૃત્ય કરતી હતી, તે સમયે તારૂં
મન કેવું હતુ અને આ સમયે કેવું છે ? હે દાનવોના રાજા ! તારી
પાસે નરદમ સુવર્ણનું અને રત્નોથી શોભી રહેલું મહાન છત્ર હતું
અને તારા દરબારમાં છ હજાર ગંધર્વો સાત પ્રકારનુ નૃત્ય કરી રહ્યા
હતા; વળી જે સમયે તું યજ્ઞ કરવાનો આરંભ કરતો હતો, તે વેળા
તદ્દન સુવર્ણનો મહાન યજ્ઞસ્તંભ ઉભો કરવામાં આવતો હતો અને
તેની પાસે બેસીને તું એક અબજ ગાયોનું દાન આપતો હતો;
તેમજ યજ્ઞ થઇ રહ્યા પછી પણ પ્રતિદિન એક હજાર ગાયોનું દાન

આપતો હતો; તે વેળા તારી બુદ્ધિ કેવી હતી ? વળી જે સમયે તું શમ્યાક્ષેપ વિધિથી યજ્ઞ કરતો કરતો આખી પૃથ્વી ફરતો હતો, તે સમયે તારા હૃદયમાં શું હતુ ? હે અસુરોના અધિપતિ ! તારી પાસે સુવર્ણનું જળપાત્ર (ઝારી) હતું, છત્ર હતું, ચામરો હતાં અને બ્રહ્મદેવે આપેલી એક સુવર્ણની માળા હતી. તેમાનું કઇપણ આ વખતે હું જોતો નથી.

બલિએ કહ્યું—'ઓ ઇન્દ્ર ! કાળના પરિવર્તન સ્વભાવને લીધે હુ જોઈ શકું છુ કે, આ સર્વ જગત નાશવત છે અને તેથીજ હું શોક કરતો નથી. હે દેવોના રાજા ! પ્રાણી માત્રના શરીરો કેવળ નાશવત છે, એમ જાણીને મને શોક થતો નથી વળી હુ જાણુ છુ કે, મને આ ગધેડાની યોનિ મળી છે, તેમા મારો કંઈપણ અપરાધ નથી (પરંતુ કાળધર્મને લીધેજ મને આ દશા પ્રાપ્ત થઇ છે) પ્રાણી માત્રનું સુક્ષ્મ શરીર અને સ્થુલ શરીર સ્વભાવથીજ સાથે ઉત્પન્ન થાય છે. પછી તે બન્નેનો (મોક્ષકાળે) એક સાથેજ વિનાશ થાય છે હું આ ગધેડાના શરીરને પ્રાપ્ત થયો છુ, પરંતુ દેહના ધર્મોથી અલિપ્તજ છુ અને હું જાણુ છુ કે, આત્મા અસંગ છે, તો પછી મને શોક શા માટે થાય ? ઓ વજ્રધારી ઇન્દ્ર ! જેમ સર્વ જળ-પ્રવાહોની અંતિમ ગતિ મહાસાગર છે, તેમ સર્વ પ્રાણીઓની અંતિમ ગતિ મરણ છે (અર્થાત્ પ્રાણીમાત્રના સ્થુલસૂક્ષ્મ શરીરો મરણ દશાને પામે છે, પણ આત્મા તો અજરઅમર છે) આમ સારી રીતે જાણનાર પુરુષો મોહ પામતા નથી.

ઓ ઇન્દ્ર ! મારો સમય પરિપક્વ થયો છે જેથી હુ કાળરૂપી અગ્નિથી ઘેરાઇ ગયો છુ અને કાળના પાશથી જકડાઇ ગયો છુ. એ સમયનો લાભ લઇનેજ તુ મારી પાસે આત્મશ્લાઘા કરે છે. જેમ પશુને રશનાથી (દોરીથી) જકડી બાધવામા આવે, તેમ લોકો જેનું

ઉલ્લંઘન કરી શકતા નથી એવા શ્યામવર્ણના કાળપુરૂષે મને જકડી બાંધ્યો છે. ખરેખર ! લાભ–અલાભ, સુખ–દુઃખ, કામ–ક્રોધ, જન્મ–મરણ, નાશ, બંધ તથા મોક્ષ–એ સર્વ કેવળ કાળયોગેજ પ્રાપ્ત થાય છે. હું કર્તા નથી, તેમ તું પણ કર્તા નથી. પરંતુ કર્તા તો પ્રભુ કાળજ છે, કે જે કાળ વૃક્ષમાં આવેલા ફળની પેઠે મને પકવી રહ્યો છે. જે કર્મો કરીને પુરૂષ કાળયોગે સુખી થાય છે, તેજ કર્મો કરીને પુનઃ કાળપ્રેરણાને લીધે દુઃખી થાય છે. જે પુરૂષ આવા કાળ સંબંધી જ્ઞાનથી મુક્ત હોય છે. તે કાળના સપાટામાં સપડાઇને પણ શોક કરતો નથી, માટે હે શક્ર ! હું પણ આવો શોક પ્રસંગ ઉપસ્થિત થયો છે, છતાં શોક કરતો નથી વળી શોક કરવાથી પુરૂષને દુઃખની અંદર કોઇ જાતની સહાયતા મળતી નથી, એટલુંજ નહિ પરંતુ શોક કરનારા પુરૂષનો શોક, તેના દુઃખને દૂર કરી શકતો નથી તેમજ શોક કરનાર પુરૂષની અંદર કોઇ પ્રકારનું સામર્થ્ય પણ રહેતું નથી, માટેજ હું હવે શોક કરતો નથી.

સહસ્ત્ર નેત્રવાળા ભગવાન ઇન્દ્રને બલિરાજાએ એ પ્રમાણે કહ્યું તે પછી પોતાના ક્રોધને દૂર કરીને તેણે કહ્યું કે વજ્ર સહિત મારા ઉન્નત બાહુને જોઇને તથા વરૂણદેવના પાશોને જોઇને સર્વનો સંહાર કરનાર મૃત્યુની બુદ્ધિ પણ એક વખત ગભરાટમાં પડી જાય, તો પછી તેવો બીજો કયો પુરૂષ છે, કે જેની બુદ્ધિ ગભરાટમાં ન પડે ? પરંતુ ધન્ય છે તને, કે જે તારી બુદ્ધિ આવા ભયંકર સમયે પણ તત્વવસ્તુનું દર્શન કરીને અચળ અને નિર્ભય રહી છે. હે સત્ય પરાક્રમી બલિરાજા ! ખરેખર, તારા ધૈર્યને લીધેજ આ સમયે તું વ્યથા પામતો નથી

"બલિરાજાને એ પ્રમાણે કહીને ભગવાન ઇન્દ્ર હસ્તિરાજ ઉપર સવારી કરીને ત્યાંથી ચાલતો થયો તેણે સર્વ અસુરોને જીતી લીધા હતા, જેથી ત્રણ લોકનો એક રાજા થઇને તે હર્ષ પૂર્વક પ્રસન્ન થયો

—શાંતિ ·

## મૈત્રેયીનો બ્રહ્મજ્ઞાનને ખાતર ધન વૈભવનો ત્યાગ.

મૈત્રેયી એક પરમ વિદુષી સ્ત્રી હતી. મહર્ષિ યાજ્ઞવલ્ક્ય સાથે તેનું લગ્ન થયું હતું એની શોક્યનું નામ કાત્યાયની હતું.

પ્રાચીન કાળમાં બ્રાહ્મણો ગૃહસ્થાશ્રમનુ સુખ ભોગવ્યા પછી વાનપ્રસ્થાશ્રમમાં પ્રવેશ કરતા અને તે પછી સન્યાસ લઇને બ્રહ્મનુ ચિંતન કરતા.

મહર્ષિ યાજ્ઞવલ્કે જ્યારે વનમાં જવાનો સકલ્પ કર્યો ત્યારે બંને પત્નીઓને પાસે બોલાવીને કહ્યું કે "મે તમારી સાથે ગૃહસ્થાશ્રમનું સુખ પૂરતા સમય સુધી ભોગવ્યું છે. હવે હુ ઘરબાર ત્યજીને વાનપ્રસ્થ થવા માગુ છુ મારી જે માલ મિલ્કત છે, તે ભવિષ્યમા તમારા બંનેમા કોઈ પ્રકારનો વાંધો–ઝઘડો ન પડે એટના સારૂ મારી રૂબરૂજ સરખે ભાગે વહેચી લ્યો એવી મારી ઇચ્છા છે" સ્વામીનો એવો વિચાર જાણીને મૈત્રેયીયે કહ્યુ કે "પ્રભુ ! આપે આ સંપત્તિની વહેચણીની વાત કરી, પણ હું એને લઇને શુ કરીશ ? આતો ઘણુ સાધારણ ધન છે, પરતુ જો આખી પૃથ્વીનુ રાજ્ય પણ મળે તો તેથી લાભ શો ? એથી શુ હું અમર પદને પામીશ ?" નાથ ! "આ ધન સંપત્તિ અને વિષય ભોગને લઇને હુ શું કરૂ ? જે ધન અને સપત્તિ મને અમરત્વ ન અપાવી શકે, જેને લીધે હુ અમરત્વ મેળવવાને યોગ્ય ન રહું, એવા વિપરીત સાધનને લઇને હુ શું કરૂં ? સ્વામીનાથ આપે જે વિષયનું જ્ઞાન પ્રાપ્ત કર્યું છે, જે બ્રહ્મજ્ઞાનરૂપી અમૂલ્ય ધનને આપે આપની સપત્તિ બનાવી છે, તેજ બ્રહ્મ વિદ્યાનો ઉપદેશ આપી મને કૃતાર્થ કરો આપના સગનો લાભ હવે મને મળશે નહિ આપનો વિચાર વાનપ્રસ્થજ ગ્રહણ કરવાનો છે, તો તેમા હુ અતરાય રૂપ થવા નથી માગતી આપ બધી મિલ્કત મારા મોટા બ્હેન કાત્યાયનીનેજ આપી દો અમરત્વ મેળવવાના ઉપાય રૂપ જે

ફળની ઇચ્છાથી તે પુરૂષ કર્મ કરે છે તેથી સદા દુઃખને પામે છે, પરંતુ કોઈપણ પ્રકારની ઇચ્છા નહિ રાખવાથી સદા સુખી રહે છે. આ લોકમાં પુરુષ, જેને માટે કામ્ય કર્મો કરીને કામનાઓને ઇચ્છે છે તે શરીર તો પારકું છે; નાશવંત છે; જાય છે ને આવે છે. આ રીતે આપણું શરીર જો પારકું છે તો પછી એ શરીરથી ભિન્ન છોકરાં, સ્ત્રી, ઘર તથા ધન વગેરે અને રાજ્ય, ભંડાર, હાથી, પ્રધાન સેવકો, તથા હિતેચ્છુ મિત્રો વગેરે મમતાનું સ્થાન હોવા છતાં પારકાં હોય એમાં શું કહેવાનું ? આત્મા કે જે નિત્ય આનંદનો મહાસાગર છે તેને અતિશય તુચ્છ, દેહની સાથે નાશ પામનારા અને અર્થ જેવા જણાતા તે તે સ્ત્રી-પુત્રાદિ અનર્થોની શી જરૂર છે ? હે અસુરો ! પોતાનાં પૂર્વજન્મનાં કર્મોને લીધે ગર્ભ આદિ અવસ્થાઓમાં દુઃખ પામી રહેલા પ્રાણીને આ જગતમાં કેટલો સ્વાર્થ છે તે તમે કહો.

શ્રીમદ્ ભાગવત

હરિ ૐ શાન્તિ !






# — આભારો —



## સ્વ. મણિલાલ લલ્લુભાઈ ઝવેરી—પાટણ.

સ્વ મણિલાલભાઈ માના કુટુંબી ભાઇ હોઇ અમારી ગોત્રજ (બ્રહ્માણીદેવી) એકજ છે સ્વ ધાર્મિક સાહિત્યમા વધારે રસ ધરાવતા હતા અને કુળદેવી બ્રહ્માણી પર તેમને અડગ શ્રદ્ધા હતી અમારા તેઓ બાળ સ્નેહી હોઇ કૃષ્ણ સુદામા સમ મિત્રભાવ હતો મુબઈથી તેઓ પાટણ આવતા ત્યારે તેમના નવા મકાન શાતિસદનમાં ઘણીજ ધાર્મિક ચર્ચા થતી હતી સ્વર્ગસ્થે અમોને આ અગાઉ અમારી ગરબીઓ અને વિવિધ કાવ્યોની ચોપડીમા સારી જેવી મદદ કરી હતી તેમા સ્વર્ગસ્થનો ફોટો મુકી અમે અમારી ફરજ અદા કરી હતી આ પુસ્તકમા પણ તેમનો યોગ્ય ફાળો છે સ્વર્ગસ્થની ઇચ્છા અમોને આ પુસ્તકમા છૂટતી રકમ આપવાની હતી પણ અચાનક મુબઇથી પધારી નશ આવી મે ત્રણ દિવસમાજ તેઓ આ નિષ્ફળ દેહ છોડી ધનતા થયા પ્રભુ ! તેમના આત્માને શાતિ આપો

સ્વર્ગસ્થના લઘુ બધુઓ ભાઇ ચિમનલાલ તથા મનસુખલાલ બને ભાઇઓ તેમજ સ્વ ના સુપુત્રો ભાઇ કનૈયાલાલ તથા બાબુભાઈ સ્વ ના શુભ પગલે ચાલતા હોઇ તેઓ પણ શુભ કાર્યો કરે છે પ્રભુ તેમને આથી વિશેષ શુભ કાર્યો કરે એવી તક આપે એજ અભ્યર્થના છે



## શ્રી પાટણ ગંજ બજાર એસોશીએશન.

અમારા 'આધ્યાત્મ ધાર્મિક પદ્ય ગ્રથ' પુસ્તક પ્રગટ કરવાના કાર્યમા મદદની શરૂઆત પાટણ ગજ બજાર એસોશીએશનથી થઈ

હોઇ અમે તેમના ખાસ ઋણી છીએ આવા શુભ કાર્યોમાં આ એસોશીએશન કાયમ પોતાનો હાથ લબાવતાં રહેશે તો તેનો શુભ દાખલો બીજા ગામોના એસોશીએશન પણ લેશે.



## શ્રી ડો. વિરચંદભાઇ છગનલાલ શાહ સાહેબ.

(વતન વમો ચરોતર)

શ્રીમાન ડો શાહ સાહેબે પોતે જાતે અમોને અમારા આ ગ્રંથમાં પુષ્પ પાંખડી રૂપે જે મદદ કરી છે તે મદદની છે એટલુંજ નહિ પણ અન્ય ગૃહસ્થો પ સેથી પણ યોગ્ય મદદ અપાવી છે તેઓ માયાળુ હોઇ આનંદી પ્રકૃતિ છે અને ઉદાર છે ઇશ્વર તેમના હાથે આવા સદ્કાર્યમાં સારી મદદો અપાવે અને તેમની વિશેષ ઉન્નતિ થાઓ એવી અમારી અંતઃકરણની શુભ ભાવના વ્યક્ત કરતા અમને અતિ આનંદ થાય છે.



## શ્રી ચતુરભાઇ ભાઇલાલભાઇ પટેલ—હારીજ

શ્રી ચતુરભાઇ પટેલેની હારીજમાં અને નાણુજમાં સારી જેવી લાકડાની લાટીઓ ચાલી રહી-તેમના પિતા પટેલ ભાઇલાલભાઇ વલ્લભભાઇની હારીજમાં ધર્મશાળા અને કન્યાશાળા હોઇ સારી સખાવતે ઉજાગર કિર્તિ મેળવી છે ચતુરભાઇએ આ પુસ્તકમાં પણ જો મોટી રકમ આપવા કહેલ પણ તે ન આવી પહોંચવાથી ગમે તેમ પ્રકારે આ કામ પુરૂ કરવું પડ્યું. ચતુરભાઇની ધર્મપત્નિ દિવાળીબેન પણ જ ભલાં અને કેળવાયેલ હોઇ ભાગ્યશાળી છે ચતુરભાઇએ આ પુસ્તકમાં પરચુરણ મદદ કરી છે જે અમો તેમના આભારી છીએ.



## પટેલ આશારામ પ્રાગજીભાઈ જોશી—માલસુંદ

(તા. હારીજ)

શ્રી આશારામભાઇ વિદ્વાન હોઇ અતિ ઉદાર છે. તથા ધર્મ અંદર સ્વાર્પણ કરતા હોઇ આ પુસ્તકમાં પણ તેમની યોગ્ય સહાય હોઇ અમો તેમના આભારી છીએ.



## ઝવેરી અમૃતલાલ સુરજમલ—પાટણ.

ઝવેરી શ્રી અમૃતલાલભાઇએ અમોને આ પુસ્તકમાં જે મદદ આપી છે તે ઘણીજ સારી હોઇ અમો તેમના આભારી છીએ.



## શ્રી બાલુભાઈ જેઠાલાલ ગોડી—પાટણ.

શ્રી ગોડી સાહેબે અમોને સાહિત્યમાં ઘણીજ સારી મદદ કરી હોઇ હાલમાં તેઓ સાહેબ ડભોઇમાં ડેપ્યુટી સુપ્રિટેન્ડેન્ટ ઓફ સેંટ્રલ એકસાઇઝ ઓફીસર છે. આ ચાલુ પુસ્તકમાં પણ તેમનો સારો સહકાર છે. આખુયે કુટુંબ કેળવાયેલું છે



પાટણ વિભાગ માજી નાયબ સુબા-
બાપુલાલ દામોદરદાસ બારોટ સાહેબ
પાટણના માજી વહીવટદાર વસંતરાવ
કૃષ્ણરાવ સાહેબ
મીસ્ત્રી કૃષ્ણલાલ મનસુખરામ
મીસ્ત્રી લક્ષ્મણદાસ માધવજી
તલાટી રમણલાલ નાનાલાલ ત્રિવેદી
પારી હીરાલાલ જમનાદાસ
ભોગીલાલ બાલુભાઈ શાહ
નટવરલાલ ગમશંકર ઓઝા સા
મોતી જેઠાલાલ પ્રેમચંદ
મોદી રતીલાલ અબાલાલ
વકીલ રતનલાલ તાપીશંકર ભટ્ટ

### અમદાવાદ

1 મીસ્ત્રી ગોરધનદાસ આત્મારામ
શેઠ રસીકલાલ વાસુદેવ મહેતા
શાહ બાપુલાલ વીઠ્ઠલદાસ
બારોટ ડાહ્યાલાલ પરભુજી જગગનના
,, મહેતા ડાહ્યાલાલ બાપુલાલ
,, શાહ રમણલાલ ડાહ્યાભાઈ
, ચોકસી ગીરધરભાઈ (મલમપટાવાળા)
,, શાહ છોટાલાલ મગનલાલ
, ઉપાધ્યા નટવરલાલ કલ્યાણરામ
,, ઝવેરી રણછોડદાસ સાકળચંદ
,, વૈદ્યરાજ અંબાલાલ વિઠ્ઠલરામ
, જોશી સોમનાથ નાર્મદેવ
,, મોદી અમથાલાલ નિરચંદ
,, પટેલ સાકળચંદ ચુનીલાલ

### વડોદરા

ગ ન માજી પોલીસ કમીશ્નર કેશવલાલ ભાઈ દવે સા.
, મનુભાઈ મુગશંકર
, માજી નાયબ સુબા સાહેબ છોટાલાલ
મગનલાલ શાહ

### ખંભાત

ન ન પટેલ મગનલાલ ગોવિંદલાલ ઝવેરી
,, માસ્તર સાહેબ રતીલાલભાઈ સોમચંદભાઈ

શાહ ચંન્દ્રવદન ગારધનદાસ નડીઆદ ,,
સોની શંકરલાલ ગોવીંદભાઇ ભાસણા ,,
નટવરલાલ ધનજીભાઈ દીઓદર ,,
પટેલ મુળજીભાઇ શંકરભાઇ ,,
પંચાલ સીવરામ દવજાગામ વદણી ,,
ઠક્કર પદમસીંહ રતનસીંહ ફતેહગઢ ,,
પંચોલી કાંસીરામ રેવાશંકર રૂવાવી ,,
સોની વલ્લભદાસ દેવકરણદાસ ગોઝારીયા ,,
ઠક્કર એસ. કે. આણંદ ,,
એસ. પી. ગી. રાવળ વડગાદી મુંબઇ–૩ ,,
ઠક્કર ચીમનલાલ હરચંદ ,,
સોની ડાહ્યાલાલ માવજીભાઇ માંડલ ,,
ઠક્કર મોતીજી ચત્રાજી રાવિસા તા. હારીજ ,,
સોની પોપટલાલ રામચંદ સંખારી ,,
પટેલ ગગા હીરા મેમવા વાયા હારીજ ,,
તલાટી રણછોડલાલ કે. ત્રિવેદી થરા ,,
પટેલ કરમસીભાઈ વીરજીભાઇ હીરાપુરકામ્પા ,,
શાહ ચીમનલાલ છોટાલાલ આકરૂન્દ ,,
ઠક્કર રવજીભાઇ દેવચંદભાઇ મેઠા ,,

ભાટીયા તુલસીદાસ હકુભાઈ રાજકોટ
શાહ ભુલાભાઈ મગનલાલ ડાકોર
મહારાજ ચંદ્રવિજયજી માઉન્ટ આબુ
ઠાકોર વહનસીંગ ચતરસીંગ સમૌ
ઠક્કર હરીજી ગોવીંદજી ગજેકોટ
શાહ ખેતસીંહભાઈ શોભણદાસ વડા
ભટ રેવાશંકર જીવરામ વેજલપુર
સોની ઇશ્વરલાલ ત્રીભોવનદાસ કહોડા
પં. પરબતસીંહ પરતાપસીંહ કેરાળ
કેશવ કેપ માર્ટ સુરત
ઠક્કર પોપટલાલ જાદવજી ફતેહગઢ
ઠક્કર બુદરભાઈ નરસીંહભાઇ સીહોરી
શાહ ચીમનલાલ હરચંદ ચંદુ મોટી
મોદી મોહનલાલ ઝવેરભાઇ ભરૂચ
ઠક્કર નારણભાઈ જગજીવન વારાહી
પટેલ નારણભાઈ વાલજી સમૌ
પટેલ વશરામ મોતીરામ વીંછણ
પટેલ હીરાભાઇ રણછોડભાઈ ઉંઝા
સોની અચરતલાલ રામચંદ રાધનપુર

# અભિપ્રાય

અમદાવાદ તા. -૩-

શ્રી ગુરૂ સમર્થ

આત્મબંધુ શ્રી કવિ કાળિદાસ ભગવાનદાસ ભાગીયાની પવિત્ર સેવામાં— પાટણ

શુભે આશિષ. આપનો એ પત્રી અને પુસ્તક "આધ્યાત્મ ધાર્મિક પદ્ય ગ્રંથ" અભિપ્રાયાર્થે મળ્યો છે તે માટે હુ આપનો ઉપકાર માનું છું. આપ તો ઘણા વર્ષથી-કવિતાઓ, ભજનો લખો છો અને પ્રકટ કરી ધાર્મિક ભક્તોને તે પ્રસાદી આપો છો. એ જનકલ્યાણ પવિત્ર કાર્ય કરી સર્વને જ્ઞાનદાન આપો છો. પ્રસ્તુત પુસ્તકમાં આપે જે જે ભજનો-કવિતાઓ લખી છે તે વાંચક વર્ગને ઇશ્વર ભક્તિ પ્રત્યે આકર્ષે છે અને ભગવાન પ્રત્યે પ્રેમ-ભક્તિ ઉત્પન્ન કરે છે. પિંગળ કે કાવ્યના ખાસ અભ્યાસ વગર અંતર-આત્મ-પ્રેરણાથી સ્વાભાવિક નીતેજ જે કવિતા-ભજનો લખાય છે તેમાથી માત્ર ભાવના ગ્રહણ કરવી એજ વાચકોનુ કર્તવ્ય છે. દોષ જોવા એ વિદ્વાનોનું કર્તવ્ય નથી. આપે આ ગ્રંથ લખી વાંચકો પર ઉપકાર કર્યો છે. આપને છપાવવામા સહાયત આપનાર સજ્જનોને પણ ધન્ય છે. તેમણે જ્ઞાનયજ્ઞમાં યોગ્ય દ્રવ્યની આહુતિઓજ આપી સત્કર્મ કર્યું છે. પરમાત્મા આપને દિર્ઘાયુ કરે અને આવાં ભજનો કવિતાઓ વિશેષ-લખાવી જન સમુદાયને તે પ્રસાદી અર્પણ કરાવે.

સેવક,
ડાહ્યાભાઈ શિવચંદ્ર મહેતા
અમદાવાદ.